# અનુક્રમણિકા

# અર્પણ

---

જે આ રસધારનાં ઉત્પત્તિ-સ્થાન છે

તે

## વીર-વીરાંગનાઓને

ભૂતકાળનાં અને અત્યારે રહ્યાં સહ્યાં હોય તેમને.

# આટલું સુધારજો

**એક અબળાને કારણે.** પા. ૨૨

ઇસા અને આસાજીના લોહી-મિશ્રણ પછી જત પરમાર વચ્ચે લગ્ન-વ્યવહારની વાત કાઠીઆવાડ સર્વસંગ્રહ' પા. ૨૪૦ ને આધારે લખી. સમર્થનમાં ચાલુ લગ્ન-સંબંધો પણ સાંભળ્યા. પરંતુ ત્યાર બાદ મૂળી મુકામે પરમારોની એવી માન્યતા હોવાનું જાણ્યું કે અત્યારે જે થોડા જતોને દીકરી આપે છે તે તો પૈસાને લોભે. બાકી પરમારો એ લગ્ન પ્રતિ સારી દૃષ્ટિથી નથી જોતા.

**રતનજી પરમાર** પા. ૭૨

એમના સમકાલીન જામ રાવળ ન જ હોય. કોઇ અન્ય જામ હોવાનો સંભવ ખરો. રાવળ જામ બહુ દાનેશ્વરી હોવાથી એનું નામ બોલાતું હશે.

"**દીકરો!**" પા ૯૫

આ વાર્તામાં 'રાખવાળા' નામ તો સરતચુકથી વપરાઇ ગયું છે. સાચું નામ **લાખાવાળા;** લાખાપાદરનાં તોરણ બાંધનાર. પરંતુ તે ઉપરાંત આ ઘટના માંહેના સાચાં નામ ઠામ હપણાં જ મળ્યાં. તે નીચે મુજબ.

દીકરીનું નામ; **હીરબાઈ.** કારજ કુંડલામાં નહીં, પણ **ચલાળામાં ઓઘડવાળાને** ઘેર.

લાખાપાદરની લૂંટ કરનાર ભોજો કામળીઓ નહીં, પણ, **ગુંદાળા ગામનો દેવાયત વાંક.**

લાખાવાળા ફરી વાર કુંડલે નહીં ગયેલા, પણ ચલાળે, ઓઘડવાળા અને એના ભત્રીજાની તકરાર પતાવવા.

**લાખો કરપડો** પા. ૧૦૭

લાખાની વહુ સેનબાઇ પોતાની મેળે બળી નથી મુવાં. પણ ગામ બહાર એક ઝાંપરી નીચે પોતાના ભાણેજ તથા દીકરાનાં માથાં દીધાનું

(જુઓ પાનું ૬૬)

# પ્રકાશકનું નિવેદન

'રસધાર'નો આ બીજો ભાગ 'સૌરાષ્ટ્ર' વાંચનારી આલમ સમક્ષ ધરતાં આનંદ થાય છે. એના પહેલા ભાગનો જેટલો પ્રીતિભર્યો સત્કાર થયો છે તેટલો જ આ ભાગનો થશે એમાં મને લેશમાત્ર શંકા નથી.

આ પુસ્તકના સંપાદનકાર્ય સંબંધમાં સહજ ઉલ્લેખ કરવો મને આવશ્યક જણાય છે. રસધારે જે લોકપ્રીતિ પ્રાપ્ત કરી છે તે માટે લગભગ બધો જ યશભાગ મને મળ્યો છે. મારે નિઃસંકોચપણે કહી દેવું ઘટે કે એ અધિકાર મારો નથી. મેં તો સૌરાષ્ટ્રે આપેલા લાગવગ, ઓળખાણ, પિછાન ઇત્યાદિનો ઉપયોગ કરી રસધાર માટે જુદા જુદા માણસો અને જુદું જુદું સાહિત્ય માત્ર ભેગું કર્યું. તે બધામાંથી યથોચિત દોહન કરી પોતાની અનુપમ વાણીમાં તેને ઉતારવાનું કર્ય મારા ભાઇ ઝવેરચંદ મેઘાણીનું છે. એટલે 'રસધાર'ને માટે મને અપાયેલો સર્વ યશ આજે આમ જાહેર રીતે તે ભાઇના શિરે હું ચડાવું છું અને એવા બંધુ મને મારા કાર્યમાં સહકારી તરીકે મળ્યા છે તે માટે મારો આનંદ જાહેર કરું છું.

'રસધાર'ના ત્રીજા ભાગ માટેનું વસ્તુ લગભગ તૈયાર છે, અને બીજી પણ કેટલીએક ખાણો હાથ લાગી છે. એટલે 'રસધાર'ના પાંચ ભાગ બહાર પાડવાની અમારી મુરાદ પાર પડશે. એ વાતમાં અમને હવે શ્રદ્ધા આવી છે. 'સૌરાષ્ટ્ર'ના ગ્રાહકોને આમ સૌરાષ્ટ્રનું જ સાહિત્ય ધરવાના અમારા મનોરથ મહાપ્રભુ પાર પાડે છે, તે માટે તેનો ઉપકાર.

સૌરાષ્ટ્રનાં તમામ રજવાડાની અને ગીરાસીઆ–રજપુતો–કાઠીઓ વિગેરે શાખાઓના ઇતિહાસ બહાર પાડવાની પણ અમારી ઉમ્મેદ છે. એ પ્રકારનું સાહિત્ય જે જે ભાઇઓ પાસે હોય તે ભાઇઓ તે સંબંધમાં અમને સહાય કરે એટલી અમારી માગણી છે.

૨૧: ૭: ૧૯૨૪. અમૃતલાલ દલપતભાઇ શેઠ

(પાના ૪થી ચાલુ)

પર લઇને બેઠેલાં, ત્યારે ખોડારાઓએ છાપરીની આસપાસ કાંટા સળગાવ્યા આગ લાગી, તેમાં બળી ગયાં. સોનબાઇના પ્રાણ છૂટયા ત્યાં સુધી એણે પોતાના ભાણેજ અને દીકરાના શરીર ઉપરથી અંગાર ખેર્યા હતા.

**ધણીનું માન** પા. ૯૮

જેની ભેંસો ચોરાઇ હતી તે કાઠીઆણીએ જસદણથી પાછા આવીને એક દુહો કહ્યો છે:—

(મેં) જાણ્યું ભામડ જાગશે, નરપતના ઉતારા નાદ;
(ત્યાં તો) સૂતા તણો સવાદ, (તને) લાગ્યો લાખણરાઉત.

**ઘેલાશા**—રસધાર ભાગ ૧ પા. ૧૦૨

"વેળાદાન રેકડીઆએ તલવારથી ઘાસ વાઢ્યું ' એ વાતનો કાઠીભાઇઓએ ઇનકાર કરેલ છે. અમે એ આખી વાર્તા આપતાર એક રાવળ પાસેથી આ હકીકત સાંભળેલી. એના આધાર રૂપે ઉ'ટાવેલો દુહો પણ આપેલો. પણ એ વાતના સત્યાસત્યનું એક કે બીજી બાજુ કશું પ્રમાણ ન હોવાથી કાઠીભાઈઓનો વિરોધ અમે માન્ય રાખીએ છીએ.

**રા' નવઘણ**—(રસધાર ભાગ ૧—પા. ૧૯૯)

મોટી મારડથી હીરાલાલ રામજી નામના એક મચ્છોયા આયર બંધુએ લખી જણાવ્યું છે કે—"૧૯૯ મે પાને 'દેવાતનો ભાઇ ખુટવાથી તેના વંશજને મછોયા આયરોની દીકરીને સોરઠીઆ આયરો પરણતા નથી " એમ તમે લખ્યું છે આ વાત ખોટી છે. એ આયર 'મછોયા' નહીં પણ પંચોળી !"—આ ખુલાસો અમે મંજુર રાખીએ છીએ અમારી માહીતીમાં ફેર હતો પણ એમાં કવિશ્રી પીંગળશીભાઇ દોષિત નથી. એ માહીતી તો અમને પરબારી મળેલી, તેથી દોષ અમારો છે.

---

# આભાર

આ રસધારની પ્રાપ્તિ માટે નીચેના સજ્જનોનો આભાર માનવા રજા લઈએ છીએ.

૧ રાણપુરના તાલુકદાર શ્રી કુંવરસિંહજી આલમભાઈએ તથા એમના ભત્રીજા પૃથ્વીરાજજીએ પરમારોની માહિતી આપી.

૨. કાઠી વિભાગની હકીકતોમાં મોટી મદદ નાગડકાના દરબારશ્રી હમીરભાઈ ખાચરની મળી.

૩. ઝાલાભાઈઓનું વૃત્તાંત મૂળ નામદાર લીંબડી ઠાકોર સાહેબ શ્રી દોલતસિંહજીએ સૂચવ્યું, અને હકીકતો બલાળાના ૯૦ વરસના વૃદ્ધ દરબારશ્રી ઝાપડભાઈએ પૂરી પાડી.

૪. મેરોની કથાઓ અને 'પરણેતર'ના પ્રસંગ મેળવી આપનાર અમારા સ્નેહ-બંધુ શ્રી મોહનલાલ વાલજી રૂપાણી. બરડા નામે અડવાણા મહાલના એ પ્રજાપ્રિય વહીવટદાર છે. બરડામાં બોલાવીને હોંશભેર એમણે અમને પ્રવાસ કરાવ્યા. મેરોમાં પિછાન કરાવી, અને મોઢવાડા વાળા શ્રી ગીગા બારોટનો સુયોગ કરાવી દીધો. શ્રી ગીગાભાઈએ ઘણી હકીકતો મમતાપૂર્વક પૂરી પાડી છે.

૫. પોરબંદરવાળા આત્મ-બંધુ શ્રી જગજીવન પાઠકે મેર વિભાગ તપાસી દીધો. અને બાકી તો 'રસધાર' ભાગ ૧ લો પ્રગટ થતાંજ પોતાનો બધો ખજાનો 'રસધાર' ને અર્પણ કરવાનું એમણે આપોઆપ વચન આપ્યું. તેમની પ્રથમ પ્રસાદી 'આઈ જાસલ'.

૬. કવિશ્રી પીંગળશી ભાઈએ ગયા વખતની માફક આ વખતે પણ હકીકતો તપાસવાની મમતા બતાવી. ગયો સંગ્રહ એમને બહુ જ ગમ્યો હતો. "ઢેઢ-કન્યાની દુવા" અને "જગદેવ પરમાર" એ બન્ને ભેટો એમની જ દીધેલી છે. બીજે ક્યાંય કદાચ આ બે રત્નોનો પતો ન લાગત.

૭. કવિ શ્રી શંકરદાન ભાઈએ પણ કવિતાનો વિભાગ બહુ જ કાળજીથી સરખો કર્યો. એ તો સદાય અર્ધે વેણે પણ સહાય કરવા તૈયાર.

૮. કવિશ્રી હારણભાઈની મમતાનાં મિષ્ટ ફળો હજુ ભવિષ્યમાં અવશ્ય ચખાડી શકશું.

૯. મારવાડમાં બરધોઇ ગામના નિવાસી બારોટજી અચલદાનજી સૌરાષ્ટ્રમાં અચ્છી રીતે જાણીતા છે. એમની વિદ્વત્તા પણ જાણીતી છે. એમણે આ સોરઠી સાહિત્યને સાંભળીને તેને મળતાં, મારવાડી ચારણી–સાહિત્યનાં કેટલાં રત્નો દીધાં છે. અમને શોચ થાય છે કે આ બીજા ભાગમાં જગ્યા ન રહી. ત્રીજામાં તમે એ જોશો; જોઇને જરૂર રાચશો.

બાકી રહ્યા માનવંતા દરબારશ્રી વાજસૂરવાળા, અને માનવંતા કેપ્ટન સાહેબ શ્રી જોરાવરસિંહજી ગોહિલ. સારા સારા ચારણ ભાઇઓનો મેળાપ જ એ બન્નેની મારફત થઇ શક્યો છે. એમનું બન્નેનું, પોતાનું જ સાહિત્ય–સેવન પણ અમને તો બહુ ખપમાં આવે છે. એ બન્ને તો અમારી કાયમની પેઢીઓ.

પ્રકાશક

# સૌરાષ્ટ્રની રસધાર



ભાગ ૨ જો



## એક તેતરને કારણે



પરશુરામે આ પૃથ્વીને એકવીસ વાર નક્ષત્રી કરીને બ્રાહ્મણોને વ્હેંચી દીધી હતી. પણ એ વિનામહેનતે મળી ગએલી ધરતીનું રક્ષણ બ્રાહ્મણો ન કરી શક્યા. અસૂરો ધરણી માતાની કાયાને ખુંદવા લાગ્યા. પછી દેવતાઓએ ભેળા થઇને આબુ પવત ઉપર એક અગ્નિકુંડ પ્રગટાવ્યો. એ અગ્નિકુંડની ઝાળમાં ચાર મોટા દેવતાઓએ જવના દાણા છાંટ્યા, તે જ ઘડીએ એક પછી એક ચાર વીર પુરૂષો પ્રગટ થયાં. સોળે કળાએ શોભતો તેજસ્વી નર નીકળ્યો, તે સોળંકી કહેવાયો. ચારે ભુજામા હથીઆર ધારણ કરીને હાજર થયો તે *ચહુઆણ કહેવાયો. કુંડમાંથી નીકળતાં નીકળતાં પગમાં પોતાનું ચીર ભરાવાથી જે પડી ગયો તેનું પરીઆર નામ પડ્યું: એ ત્રણે તો હાથ જોડીને

* ચોહાણ.

આશા માગતા માગતા નીકળ્યા, એટલે દેવતાઓ નિરાશ થયા. આખરે અગ્નિના ભડકામાંથી 'માર માર'ની ત્રાડ દેતો જે બહાર આવ્યો, આવીને 'પર' નામના રાક્ષસને જેણે સંહાર્યો, તે પરમાર નામે ઓળખાણો. આબુ, ઉજેણી અને ચિતોડ ઉપર એના વંશની આણ વર્તી ગઇ. ચિતોડગઢનાં તોરણ બાંધનાર આ પરમાર વંશનો જ એક પુરૂષ હતો.

એ જ વંશનો એક વેલો સિંધના રણવગડામાં પણ ઉતરી આવ્યો. એ વેલો ચલાવનાર મૂળ પુરૂષ સોઢાજી. સોઢા પરમારોના હાથનો ઉપરકોટ તાલુકો એક વખત એની પડતી દશામાં છુટી ગયો, ને નગર પારકરનો નાનો તાલુકો રહ્યો. ત્યાંનું બેસણું પણ ગયું, ને થરપારકર રહ્યું. થરપારકરનું રાજ એટલે તો રેતીના રણનું રાજ: રાજધણીને રિદ્ધિ સિદ્ધિમાં ઢોર સિવાય બીજું કાંઇ યે ન હોય. માલધારી રાજા પોતાનો માલ ચારીને ગુજારો કરતા, નેસડાનાં રહીને રાજમહેલની મઝા લેતા, રોટલો અને દૂધ આરોગીને અમૃતના ઓડકાર ખાતા, રૈયતની સાથોસાથ રહીને જીવ સાટે રક્ષા કરતા. તેથીજ

અંગ પોરસ, રસણે અમૃત, ભુજ પરચો રજભાર;
સોઢા વણુ સૂઝે નહીં, હોય નવડહાતાર.

(સોઢાઓના અંગમાં દાન દેવાની જેવી હોંશ આવે, જીભમાં જેવું અમી વરસે, અને ભુજામાં જેવું પાણી હોય તેવું બીજામાં નથી હોતું.)

બાપુ રતનુજી તો કૈલાસમાં પધારી ગયેલ, પણ મ જોમબાઈ હજુ બેઠાં હતાં. મા જોમબાઇને ચાર દીકરા હતા અખોજી, આસોજી, લખધીરજી ને મુંજોજી. મા અને દીકર ગોડી પારસનાથજીનાં પરમ ભકત હતાં.

સંવત ૧૪૭૪ની અંદર પારકરમાં કાળો દુકાળ પડયો. તા ઠામાં જેમ ધાણી ફુટે, તેમ માલધારીઓનાં ઢોર ટપોટપ મરવ માંડયાં. બે હજાર સોઢાઓ પોતાનાં ઢોર લઇને દુકાળ વર્તવ સૌરાષ્ટ્રમાં ચાલી નીકળવા જ્યારે તૈયાર થયા, ત્યારે ચાર ભાઇઓને ચિંતા થઈ કે પારકા મુલકમાં આપણી રૈયતને રક્ષા કોણ કરશે ? માટે અંખોજી બોલ્યા કે " ભાઈ લખધીર તું ને મુંજો માણસોની સાથે જાઓ: હું ને આસો આંહી રહેશું." લખધીરજી ને મુંજોજી પોતપોતાની હાંસલી ઘોડ ઉપર પલાણી તૈયાર ઉભા, ત્યારે મા જોમબાઈ બોલ્યાં કે " બાપ, આપણી રૈયતને પરદેશમાં મા કયાંથી મળશે ? માટે હું ય સાથે ચાલીશ."

માતાજી રથમાં બેઠા, અને બે હજાર સોઢાઓ એના રથને વીંટી લઇને પોતપોતાનાં ઢોર હાંકતા હાંકતા, રસ્તે ચારતા ચારતા, દર મઝલ મુકામ કરતા ચાલી નીકળ્યા.

પણ લખધીરજીને તો નીમ હતું કે રોજ પોતાના ઇષ્ટ દેવ ગોડી પારસનાથનાં દર્શન કર્યા પછી જ અન્ન પાણ ખપે. આ દેવતાની પ્રતિમા પીલુ ગામમાં હતી. રોજ રોજ પ્રભાતે, જ્યાં મુકામ પડયું હોય ત્યાંથી લખધીરજી હાંસલીને પાછી દેઇને પીલુ જઇ પહોંચે, ત્યાર પછી અનાજ આરોગે

એ રીતે તો જેમ જેમ લાંબો પલ્લો થતો ગયો, તેમ તેમ પીલુ પહોંચવામાં મોડું થવા મંડયું. એક પહોર, બે પહોર, ચાર પહોરના, ને પછી તો બબ્બે દિવસના કડાકા થવા લાગ્યા. પછી એક રાતે લખધીરજીના સ્વપનામાં ઇષ્ટદેવ આવ્યા ને બોલ્યા: "બેટા, કાલ પ્રાગડના દોરા ફૂટતાં જ તને એક ગાયનું ધણ સામું મળશે. એમાંથી એક કુંવારી કાળી ગાય મોખરે ચાલતી હશે. એ ગાય પોતાનો મોયલો પગ ઉંચો કરીને તારી સામે જોઇ જમીન ખોતરશે. ખોતરેલી જમીનમાં ખોદજે, તો તને એક પ્રતિમા જડશે. એ પ્રતિમાનાં દર્શન કરી રોજ જમજે. રથમાં પધરાવીને સાથે લઇ જજે, ને જ્યાં રથ ઉભો રહી જાય, ચસકે નહીં, ત્યાં તારાં મુકામ કરી કાયમ રહેજે. તારી ફતેહ થશે."

બીજે દિવસ પ્રભાતે સ્વપનાની વાત સાચી પડી. પાંચાળ ભૂમિમાં માંડવ ડુંગરની ધાર ઉપર જ ગાય મળી, ને મૂર્તિ જડી. એ માંડવરાજની પ્રતિમાને માતા જેમબાઇએ ખોળામાં લઇને બેઠાં. અને સોનાના થાળ સરખી પાંચાળ-ભૂમિમાં મોતીના દાણા જેવાં ગામડાં જોતા જોતા અગ્નિપુત્ર પરમારો આગળ ચાલ્યા. કેવો છે એ પાંચાળ દેશ ?

કંકુવરણી ભોમકા, સરવો સાલેમાળ,
નર પટાધર નીપજે પડ જોવો પાંચાળ.

(જેઃ પાંચાળની જમીન રાતી છે. સુંદર સાલેમાર ડુંગર છે અને એ ભૂમિમાં શૂરવીર પુરૂષો નીપજે છે.)

ગૂઢે વસ્તરે ગેહરીયાં પગ પીંડીનો તાલ
પનઘટ ઉપર પરવરે પડ જોવો પાંચાળ.

(પાંચાળની સ્ત્રીઓમાં વિશેષે કરીને કાઠીઆણીઓ અને ચારણીઆણીઓ હોવાથી એનો પહેરવેશ કાળા રંગનો છે, અને દેહનો વર્ણ ગોરો છે. એ રમણીઓ લચકાતે પગે નદીને તીરે પાણી ભરે છે.)

આદરથી ઉરે સરસ, નાક નેણુનો તાલ,
ચાર હાથનો ચોટલો પડ જોવો પાંચાળ.

(એ ગોરીઓના પેટ જેવાં રૂપાળાં, તેથી વધુ રૂપાળી એની છાતી છે. તેથી યે વધુ રળીઆમણાં એનાં નાક અને નેણ છે. માથે લાંબા ચોટલા છે)

નર નારી બન્ને ભલાં, કદી ન આંગણ કાળ,
આવે તેને આદર કરે પડ જોવો પાંચાળ.

આછાં પાણી વીરડે, ધરતી લાંપડીયાળ§
સરભયાં સારસ લવે પડ જોવો પાંચાળ

નદી ખળકે નીરજણાં, મલપતા પીએ માલ
ગાળે કસુંબા ગોવાળીઆ, પડ જોવો પાંચાળ.

*ઢાંગો માંડણ ઠીક છે, કદી નહીં ત્યાં કાળ;
ચારપગાં ચરતાં ફરે પડ જોવો પાંચાળ.

તાતા તોરીંગ મૃગફૂદણા લીલા પીળા લાલ,
એવા વછેરા ઉછરે પડ જોવો પાંચાળ

(હરણ જેવી ફાળ ભરનારા પાણીદાર ઘોડા–રંગ રંગના –નીપજે છે.)

---

§લાંપડા ખડ વાળી. *ઢાંગો ને માંડણ એ ડુંગર છે.

કુકડકંધા મૃગફૂદણા શતરૂને હૈયે સાલ
નવરંગ તોરીંગ નીપજે પડ્ઃ જોયો પાંચાળ.

(કુકડાના જેવી ઉભી ગરદનવાળા, અને દુશ્મનોના હૃદયમાં ખટકનારા ઘોડા નીપજે છે.)

કળ કોળી, ફળ લીંબોળી, વનસપતી હરમાળ,
(પણ) નર પટાધર નીપજે ભોંય દેવકો પાંચાળ.

(કુળમાં જુઓ તો ફક્ત કોળીનાં જ કુળ વસે છે. (કોળીની સંખ્યા બહુ મોટી છે.) ફળમાં ફક્ત લીંબોળી બહુ થાય છે, અને વનસ્પતિમાં હરમાળ વધુ નીપજે છે. એમ છતાં ત્યાં મનુષ્યોમાં તો વીર પુરૂષો પાકે છે.)

ચાલતાં ચાલતાં એક દિવસ એક રૂપાળા પ્રદેશની અંદર એક નાની નદીની બરાબર વચમાં દેવનો રથ ઉભો થઇ રહ્યો. ઘણા બળદ જોડીને ખેંચ્યો, પણ પૈડાં ચસક્યાં નહીં. નાડાં બાંધી બાંધીને રથ તાણ્યો, પણ નાડાં તૂટી ગયાં. રખધીરજીએ પોતાની પાઘડીનો છેડો ગળે વીંટી, પ્રતિમાની સામે હાથ જોડી કહ્યું કે "હે દેવ ! તે દિવસ સ્વપનામાં તમે કહેલું મને યાદ છે કે જ્યાં રથ થંભે ત્યાં મારે ગામ બાંધી રહેવું. પણ પ્રભુ, આ નદીને અધગાળે કાંઇ ગામ બંધાશે ? સામે કાંઠે પધારો તો ત્યાં જ આપની સ્થાપના કરૂં". એટલું બોલીને પોતે જરા પૈડાને હાથ દીધો, ત્યાં તો આરસપાણની ભોં હોય તેમ રથ રડવા લાગ્યો. સામે કાંઠે જઇ ઉચાળા છોડયા, નાનાં ઝુંપડાં ઉભાં કરી દીધાં, અને આપાસના નિર્જન મુલક ઉપર પરમારોની સિંધી ગાયો

ભેંસો, બકરાં, ઘેટાં ને ઉંટ, બધાં પોતાને ગળે બાંધેલી ટોકરીનો રણકાર ગજવતાં ગજવતાં લહેરથી ચરવા લાગ્યાં. જે નેરામાં રથ થંભી ગયો હતો તે અત્યારે પણ 'નાડા તોડીઉ" એ નામથી ઓળખાય છે.

પરંતુ પારકી ભુમિમાં ધણીની રજા વિના કેમ રહેવાય ? પરમારનો દીકરો, અને વળી પ્રભુનો સેવક લખધીરજી તપાસ કરવા મંડયો. ખબર પડી કે વઢવાણના રાજા વીસળદેવ વાઘેલાનો એ મુલક છે. નાના ભાઇ મુંજાજીના હાથમાં આખી વસ્તીને ભળાવી લખધીરજી વઢવાણ આવ્યા. દરબારગઢની ડેલીએ બેઠા બેઠા વીસળદેવ ચોપાટ રમતા હતા. ત્યાં જઇને પરમારે ઘોડી ઉપરથી ઉતરી ઘોડીના પગમાં લોઢાની તાળાબંધ નેવળ નાખી, બગલમાં લગામ પરોવીને રાજાને જઇ રામ રામ કર્યા. કદાવર શરીર, પાણીદાર છતાં ભક્તિભાવભીની બે મોટી આંખો, અને હજુ તો ગઈ કાલે જ આબુના અગ્નિકુંડમાંથી 'માર માર' કરતો પ્રગટ થયો હોય એવો દેવતાઇ તેજસ્વી ચહેરો: જોતાં તો એક જુગની જૂની ઓળખાણ હોય તેમ પરમાર-પુત્ર વીસળદેવજીના હૈયામાં વસી ગયો. મહેમાન કયાં રહે છે, કેમ આવેલ છે, નામ શું છે, એવું કાંઇ પૂછયા વિના પાધરો રાજાએ સવાલ કર્યો કે

"ચોપાટે રમશો ?"

"જેવી મરજી."

"ઘોડી બાંધી ઘો."

"ના બાપુ, ઘોડી મારી હેવાઈ છે. બીજે નહીં બંધાય. એક તરણું પણ મ્હોંમાં નહી લ્યે. હું બેસીશ ત્યાં સુધી ઉભી જ રહેશે."

હાંસલી પણ જાણે વાતચીત સમજી હોય તેમ એણે કાન સૂરી માંડીને હણહણાટી દીધી. વીસળદેવજીના હૈયામાં વધુ પ્રેમ પુરાણો; અને ચોપાટ ખેલવામાં લખધીરજીનો સાધેલ હાથ જોઇને તો વીસળદેવ પૂરો મોહ પામી ગયા.

સાંજ પડી એટલે વિસળદેવે ઓળખાણ પૂછી. લખધીરજીએ બધી વાત કહી સંભળાવી કે "દુકાળ વર્તવા વસ્તીને લઇને આવ્યો છું. રજા આપો તો માલ ચારીએ".

વીસળદેવ બોલ્યા "એ ભોં તો ઉજ્જડ પડી છે. તમે પચાવી પડયા હોત તો પણ બની શકત. પણ તમે નીતિ ન તજી, તેથી હું એ આખી ધરતી તમને જ સોંપું છું. સુખેથી ગામ બાંધો. પણ ઉભા રહો. એક સરત છે. રોજ આંહી ચોપાટ રમવા આવવું પડશે."

લખધીરજી એ સરત કબૂલ કરી, હાંસલીના મોયલા પગમાંથી નેવળ છોડી, રાંગ વાળી, પોતાના પડાવ તરફ ચડી ગયા. ડાયરો જોઇ રહ્યો કે "વાહ રજપૂત!"

ડાયરાની આંખમાં એ વેણ બોલતી વખતે લાલ લોહી ભર્યું હતું.

૨

પ્રતિમાની કરતાં પુજા, દેવ હસ્યા દો વાર,
પરમારને પીડવા ભૂપ મુંજા સર ભાર.

એક દિવસ સાંજે લખધીરજી વઢવાણથી ચોપાટે રમી પાછા ફર્યા ત્યારે મુંજાજીએ વાત કહી કે " ભાઇ, આજ તો હું પૂજા કરતો હતો ત્યારે માંડવરાજ બે વાર મારી સામે જોઇને હસ્યા. "

ચતુર લખધીરજીએ વાત રોળી ટોળી નાખી, પણ અંતરમાં એને ફાળ પડી ગઈ કે નક્કી મુંજાજીને માથે ભાર છે. તે વગર પ્રતિમા હસે નહીં.

એ વાત તો વિસરાઇ ગઈ. રોજ સવારે હાંસલી પર પલાણીને લખધીરજી વઢવાણ જાય, ને સાંજે પાછા આવે. બધા પરમારો દિવસ રાત હીલોળા લે છે.

૩

"માડી, સાંભળ્યું કે !"

"શું છે છોડી ?"

"આ ઓલ્યો રજપૂત રોજ રોજ મારા બાપુ પાસે ચોપાટે રમવા આવે છે એ ખબર છે ને ? "

" હા. એ રોયો આવે છે ત્યારથી દરબારે ઓરડે આવવાનું'ય ઓછું કરી નાખ્યું છે. કોણ જાણે શું કામણ કરી મેલ્યું છે. "

" મા, તમે બહુ ભોળાં છો. સાચી વાત કહું ? એ રજપૂત આવ્યો છે સિંધમાંથી. એને એક જુવાન દીકરી છે. મારા બાપુને પરણવું છે. એટલે આ રજપૂતને જમીન

કાઢી આપી છે, ને રોજ આંહી ચોપાટ રમવા બોલાવે છે. પોતે પણ ત્યાં જાય છે."

વીસળદેવનાં રાણી અને એની વડારણ વચ્ચે એક દિવસ આવી વાત થઇ. લખધીરજીની લાગવગ વીસળદેવજી ઉપર એટલી બધી જામી ગયેલી કે એના વિના ખાવું ન ભાવે. આ રાજપ્રીતિ વઢવાણના દરબારી નોકરોથી નહોતી ખમાતી. લખધીરજીનો પગ કાઢવા માટે કામદારે આવી ખટપટ રાણીવાસમાં ઉભી કરી હતી.

રાણીને હાડોહાડ વ્યાપી ગઇ કે નક્કી રાંડ શોક્ય આવશે. એનાં રૂંવાડાં સડ સડ ઉભાં થઈ ગયાં. એનું પીયર સાયલે હતું. પીયરીઆં ચભાડ જાતના રજપુત હતા. પોતાના ભાઇ ભત્રીજાને બોલાવીને કાળી નાગણ જેવી રાણી ફુંફાડી ઉઠી કે "મારૂં ચલણ છે ત્યાં લગી તમે ઉભે ગળે વઢવાણમાંથી ખાવા પામો છો. રાજા નવી લાવશે એટલે તમારો પગરવ પણ આંહીથી નીકળી જશે. માટે મારા ભાઈઓ હો તો જાઓ, એ કાળમુખા રજપૂતોના લમાચા વીંખી નાખો. એને મારીને પારકરનો રસ્તો પકડવો.'

તે દિવસ સંવત ૧૪૭૪ની ફાગણ શુદ ત્રીજ હતી. પ્રતિમાજી હસ્યાં હતાં તેનું પરિણામ આવી પહોંચ્યું. ચભાડના ઘોડા સાયલેથી ચડી ચૂક્યા. પણ પરદેશીઓને મારવાનું કાંઇક નિમિત્ત તો પ્રથમ ગોતવું જોઇએ. તેથી પરમારોનો પડાવ પડયો હતો તેટલામાં જ એક તેતરને ચભાડોએ તીર મારી વીંધ્યો. ઘાયલ થયેલો તેતર ચોતરફ શિકારીઓ વચ્ચે ઘેરાઈ જવાથી પરમારોના ઉચાળામાં પેસી ગયો, ને જોમબાઇ માતા પુજા કરતાં હતાં તેની પ્રતિમાના બાજઠ હેઠળ ચીસો પાડતો, થરથરતો લપાઇ ગયો. માતાએ

એ લોહીતરબોળ પંખીને છાતીસરસું લઇને પંપાળવા માંડયું.

ત્યાં તો ચભાડ આવી પહોંચ્યા ને બોલ્યા કે “ અમારો શિકાર સોંપી દ્યો. ” જવાબમાં માતાજીએ કહેવરાવ્યું કે

સરણુ ગયો સોંપે નહીં, રજપૂતાંરી રીત
મરે તોય મૂકે નહીં, (જો) ક્ષત્રી હોય ખચીત.

ચભાડોને તો એટલું જ જોતું હતું. એણે તલવારો ખેંચી. માતાએ કહેવરાવ્યું કે “ શા માટે ઠાલા ઝેર વાવો છો ? તમે કહો તો મારાં ઘેટાં આપું. કહો તો તમારા સરદારને મારી દીકરી આપી વા'લાં સગાં કરૂં, પણ મારી ઓથે આવેલું પંખી તો ન સોંપુ. ચભાડો ન માન્યા, ત્યારે પછી,

મુંજાને માતા કહે, સૂણ સોઢાના સામ,
દળમાં બળ દાખો હવે કરો ભલેરાં કામ.

માતાની આજ્ઞા મળતાં બે હજાર સોઢા ઉભા થઈ ગયા.

વાર સનીચર શુદ પખે ટાઢા પૂરણ ત્રીજ,
રણ બાંધે રતનેસરો ધારણ મુંજો ધીજ.

રંગભૂમિમાં રણ હુવો, રૂધિર ગયો રંગરેલ;
રમત રાજવી રમ ગયો ક્ષત્રી મુંજો ખેલ.

ઇંદ્રપુરીથી એ સમે પરીઆં અપરંપાર
સમળા થૈ સર પર ફરે, પરણવા મુંજ પમાર

વેમાનોમાં વેગથી પરીઆં કરે પોકાર.
મુંજો મહીપત જો મરે, વરૂં તરત આવાર.

રીતે મુંજો રણ રહ્યો પારકરો પરમાર
વનમાં જોની વાટડી ક્યારે આવ કુમાર.

આ અવનિથી ઉઠ ગયો સોઢાનો સરદાર
પાડ ચભાડાં પાંચસો પડયો મુંજ પરમાર.

સંવત ચૌદ ચમોતરે સોઢે કર્યો સંગ્રામ
રણ બાંધે રતનેસરે નવખંડ રાખ્યું નામ.

પડયા ચભાહડ પાંચસે, સોઢા વીસું સાત,
એક તતરરે કારણે અલ* રાખી અખીઆત.

ધ્રુવ ચળે, મેરૂ ડગે, ગમ મરડે ગિરનાર
મરડે કેમ મૂળી ધણી પગ પાછા પરમાર ?

ચભાડા મર્યા. મુંજોજી મર્યા, પણ શરણે આવેલા તતરને પરમારની જનેતાએ ન સોંપ્યો.

લખધીરજી તો તે વખતે વીસળદેવની ડેલીમાં ચોપાટ રમવામાં તલ્લીન હતા. એને આ દગાની ખબર નહોતી. રાણીએ લખધીરજીને પણ તેજ દિવસ, ત્યાં ને ત્યાં ટુંકા કરવાનું કાવતરૂં રચેલું. સાંજ પડી એટલે વીસળદેવને રાણીએ અંદર બોલાવી લીધા; કહ્યું કે "હવે આંહી બેસો."

"પણ મહેમાન એકલા બેઠા છે."

"મહેમાનને એકલા નહીં રાખું. હમણાં એના ભાઇઉંની ન્હારેજ સરગાપુરીનો સાથ પકડાવી દઇશ"

"રાણી, શું બોલોછો ?"

---

* પૃથ્વી

" ઠીક બોલું છું. એ વાઘરાંની દીકરી હારે તમારે પરણવું છે, કાં ?"

"તમે આ શું વાત કરોછો ?"

" હું બધું ય જાણું છું. પણ આજ તો મારા ભાઈઓએ એ તમામને જમપુરીમાં પહોંચતા કર્યા હશે !"

વીસળદેવ બધો ભેદ સમજ્યો; દોડતો દોડતો ડેલીએ આવ્યો: લખધીરજીને કહે કે "ભાઈ, જલ્દી ભાગ. તારે માથે આફત છે. ફરી આવીશ મા !"

ઝબ દઈને લખધીરજી ઘોડી ઉપર પલાણ્યો; પણ ગઢ વળોટવા જાય ત્યાં તો રાણીના કાવતરાબાજે આડા ફર્યા.

"મને કેમ રીત જવા દ્યો ?"

"હા, તારી હાંસલી દેતો જા."

"ખુશીથી, પણ દરવાજે. આંહી બજારમાં હું ગરાસીઓ ઉતરીને ભાયે ચાલીશ તો મારી આબરૂ જાશે."

દરવાજે પહોંચીને હાંસલીના ડેબામાં પગની એડી મારી ત્યાં હાંસલી ઉડીને એક નાડા વા જઈ ઉભી. લખધીરજી બોલ્યા કે " આ, રામ રામ ' રજપૂતનાં ઘોડાં ને રજપૂતનાં ...ક. એ ય એક સાથે જ હેવાય, એ હવેથી ભૂલશો નહીં."

હાંસલીને જાણે પાંખ. આવી. ઘણું યે દોડવા જાય. પણ શું કરે ? પગમાંથી લોટ ની નેવળ. કાઢતાં લખધીરજી ભૂલી ગયેલો હતો. પાછળ વઢવાણની વાર હતી એટલે

ઉતરીને નેવળ છોડાય તેમ નહોતું. પછી તો હાંસલીને છલંગો મારવાનું જ રહ્યું. હાંસલી ધરતી ઉપર ચાલે તે કરતાં ત્રણગણું તો હવામાં ઉડવા લાગી. એમ કરતાં રસ્તામાં એક ૧૮–૨૦ હાથનો વોંકળો આવ્યો. પાણી ભરપૂર હતું. જે ઘડીએ હાંસલી ટપીને બીજે કાંઠે પહોંચી તે ઘડી નેવળ તૂટી ગઇ. ત્યારથી એ વોંકળાનું નામ ઘોડા-ટપ કહેવાય છે.

રસ્તામાં લખધીરજીને ફાળ પડી ગઇ હતી.

ધરતી મોઢાં ઢાંકીયાં ચોગમ ચડયો ગોબાર.

શોચે લખધીર તે સમે, અપશુકન થાય અપાર.

મુકામ ઉપર આવીને જુએ તો મા મુંજાજીના શબનું માથું ખોળામાં લઇને બેઠાં'તાં. એક તેતરને કારણે મુંજો મરે, એ વાત સાંભળીને લખધીરજીની છાતી સવા વેંત ઉંચી ચડી. માને કહે કે “મા, આજ રોવાનું ન હોય. આજ તો ધોળ મંગળ ગાવાનો દિવસ છે. આજ તમારી કૂંખ દીપાવીને મુંજો સ્વર્ગે ગયો. જુઓ મા, જોયું મુંજાનું મ્હોં ? હમણાં ઉઠીને જાણે તમને ઠબકો દેશે! આવું મોત તો તમારા ચારે દીકરાને માટે માગજો, માડી !”

“બાપ લખધીર, તારો બાપ સ્વરગે સીધાવ્યા તે દી' આ મુંજો પેટમાં હતો. મારાથી એની સંગાથે જવાણું નહી. આજ તારા બાપની ને મારી વચ્ચે વીશ વીસ વરસનું છેટું પડી ગયું. હવે તો મુંજાને સથવારે જ મને રાજી થઇને જાવા દે.”

ચેહ ખડકાવીને માતાજી દીકરાનું શબ લઇને સતી થયાં. આજ પણ એ જગ્યાએ જોમબાઈ માતાનો પાળીઓ છે. આજ પણ જે બાઇને છાતીએ ધાવણ ન આવતું હોય તે એ પાળીઆને પોતાનું કાપડું અડાડી આવે તો ધાવણની શેડો છૂટે છે.

મા અને ભાઇને -સ્વર્ગે વળાવીને લખધીરજી શોકમા નહોતો પડી ગયો. એણે એ ઠેકાણે ગામ બાંધ્યું. એક રબારણ મીઠું દૂધ આપી જતી, તેને બ્હેન કહેલી. એનું નામ મૂળી હતું મૂળીની માગણીથી પરમારે ગામનું નામ મૂળી રાખ્યું.* એ રીતે આજનું મૂળી સોઢા પરમારોની રાજધાની બન્યુ. એ પછી તો પાંચસો પાંચસો ચોમાસાં પાંચાળની રઢીઆળી કાયા ઉપર વરસી ગયાં છે.



---

* કોઇ કહે છે કે એ મૂળી હેદ હતી.

# એક અબળાને કારણે

મોટા લખધીરજીથી ચોથી પેઢીએ મૂળીની ગાદી ઉપર નાના લખધીરજી અને હાલોજી થયા.

સિંધમાં તે સમયે એક સૂમરો રાજા રાજ કરતો હતો. સૂમરાના દરબારમાં હેબતખાન નામના એક જતની નોકરી હતી. સૂમરાના કાનમાં કોઈએ મોઢની રેડી કે હેબતખાનના ઘરમાં સૂમરી નામની એક પદ્મણી જેવી કન્યા છે. કામદેવના ભુવા જેવા ગાંડાતૂર સૂમરે એ હેબતખાનની કન્યાનું માગું મોકલાવ્યું.

હેબતખાને ના પાડી; જવાબ વાળ્યો કે "રાજાના હીરા મોતીના હારની બેડીઓ પહેરાવવા કરતાં તો મારી સૂમરીને હું કોઈ મારા જેવા ગરીબના ઘરની ઘરવાળી બનાવીશ."

સૂમરાએ નકાર સાંભળીને હુકમ કર્યો કે "નાસવા માંડ. જો સહીને જબરદસ્તીથી તારી છોકરી ઝુંટવી લઈશ."

હેબતખાન સરદાર પોતાના કબીલાને લઇ પોતાના રસાલાની સાથે ભાગવા માંડયો. ભુજમાં આવીને એણે રાવનું શરણ માગ્યું. રાવે તો પ્રથમાં આવી જઈ આશરો દીધો, પણ રાવના અમીર ઉમરાવોએ ને કામદારે સિંધ સામે આંગળી ચીંધીને બતાવ્યું કે "સૂમરાનાં ભાલાં

રાવળ જામ પૂછેછે કે "કેમ હસવું આવ્યું ?"

"ના, કાંઇ નહીં."

"ના, કહો. કહેવું જ પડશે."

"હસવું તો એમ આવ્યું કે રાવળ જામ જેવો નગરનો બાદશાહ એક નમાલા લાખપસાવમાં તે આટલો બધો શું રોકાઇ ગયો હશે ? એમાં ક્યાં કરણની જેમ મોત વખતે દાઢ તોડીને સોનું દેવાનું હતું તે થાળી ઠરી જાય ત્યાં સુધી રોકાઈ ગયા ?"

થાળીને ઠેબું મારીને રાજા ઉભા થઈ ગયા. એની ભ્રકુટી ખેંચાઇને ભેળી થઈ ગઇ. આંખમાંથી દેવતા ઝરવા મંડયા. જતાં જતાં રાણીને કહ્યું કે "જે દિવસ તારા પીયરવાળા કોઇ લાખપસાવ દેશે, તે દિવસ હું તારી મેડીએ પગ મૂકીશ."

તે દિવસથી પરમાર રાણીને જીવતે રંડાપો મળ્યો. સેંથામાં સીંદુર, માથામાં તેલ, અને કપાળમાં કંકુ નાખવા આગુ બંધ કર્યાં. ઘીનો દીવો બાળીને દિવસ રાત દીવા સામે બેઠી. બેઠી એ આરદા કરવા લાગી કે "હે સૂરજ ધણી ! હું પોતે દુહાગણ બની તેનો તો કાંઇ અફસોસ નથી. પણ મારાં માવતરનું ઉંચું બેસણું હેઠું ન ઉતરે તેની સંભાળ રાખજે !"

રાણી પારકરનાં દીકરી હતાં. પારકરવાળાં પીયરીયાંનું તો લાખપસાવ દેવાનું ગજું નહોતું. એ બિચારા બ્હેનનું દુઃખ સાંભળીને બેસી રહ્યા.

એમ કરતાં કરતાં એ વાત મૂળીમાં આવી પહોંચી. મૂળીમાં તે વખતે રતનજી પરમાર રાજ કરે. રતનજીના હૈયામાં ઘા પડ્યો. એણે કહ્યું કે "હાય ! હાય ! પરમારોની દીકરી પરમાર વંશની કીર્તિને માટે જીવતે રંડાપો ભોગવે ! બાપુનું બેસણું લાજે છે ! હું એ બ્હેનનો ભાઇ બનીશ. હું પરમાર છું."

એણે કામદારને બોલાવીને કહ્યું કે "મૂળી ભલે ફના થઈ જાય. લાખપસાવ નહીં પણ ક્રોડપસાવ દેવા છે. માટે રાજની તમામ સમૃદ્ધિ ભેળી કરો !"

પરમારે પોતાના દસોંદીને બોલાવીને કહ્યું કે "કવિરાજ, આવતી કાલે તમને ક્રોડપસાવ દેવાના છે."

ચારણે જવાબ દીધો કે " બાપુ, જો મને જ ક્રોડપસાવ આપશો તો રાવળ જામ માનશે નહીં. માટે આ ગામમાં નગરનો જ દસોંદી પરબત મીસણ આવ્યો છે તેને દઇએ, તો જ વાત સાચી ઠરે. "

"રંગ છે ચારણ !" કહેતાં તો પરમારની છાતી ફુલાણી.

નગરના ચારણને બોલાવીને ક્રોડપસાવ સમપ્યો. શી શી સામગ્રી હતી ?

સાંઢા નવસો સાત, સાતસો ઘેન સરંગાં,
મેખી ત્રણસો સાઠ, તવા સો દોઢ તરંગા;
નાણું લખ પચ્ચાસ, હેમ બાજોઠ અમૂલખ;
હેમ દીયા દસ હાર સવાધા સાઠ સમૂલખ;

હથ કટાર દો હેમકી રતન જડિત લૈ આપ્યા
ગણુતર ટીંબા ગામ પર પરબત મેસણુ થાપ્યા.
ભેગા દો ભરવાડ, હાથ હીયો ને હાલ્ને,
સમપ્યો ઘોડો હીર તે સંગ ચાકર તાલ્બે
કોડપસા રત કરી, ચતુરાઈથી ચોગણી,
જામનગરનું જોર તેં મરડ દીયો મળી ધણી.

(નવસો સાઠ સાંઢીઆ, સાતસો રંગબેરંગી ગાયો, ત્રણુસો સાઠ ભેંસો, દોઢસો ઘેડા, પચાસ લાખ રોકડ, સોનાના બાજોઠ, દસ સોનાના હાર, શરીરના પૂરેપૂરા સાઠ પોષાક, વગેરે.)

કવિરાજને કચેરીમાં નવો પોશાક પહેરાવતી વખત કીનખાપની સુરવાળમાં નાડી નાખવા માટે હીરની જરૂર પડી. રતનજીએ હુકમ કર્યો કે "હીર લાવો."

નોકર દોડતો ગયો. મનમાં થયું કે બાપુ હીર નામને ઘોડો પણ દાનમાં દઇ દેવાના પોરસમાં આવ્યા છે. એટલે તેણે રતનજીના જીવથી યે વધુ વ્હાલા હીર ઘોડાને છોડી, માથે રેશમનો સાજ સજી, કચેરીમાં હાજર કર્યો. કહ્યું કે "બાપુ, આ હીર."

ચારણે બૂમ પાડી કે "એલા અભાગીઆ! એ નહીં એ નહીં, નાડીનું હીર લાવ્ય."

રતનજી મ્હોં મલકાવીને બોલ્યા કે "હવે બસ! હવે

પર: ઘોડો પાછો મારી ઘોડારમાં બંધાય નહીં. મારા ચાકરે એવી ભૂલ કરીને તો મને સવાયો ઉજળો કરી દેખાડયો."

* * * *

નવાનગરના દરબારમાં જઈને રાવળ જામના હસોંદીએ પરમારને રંગ દઈ કસુંબો પીધો. રાવળ જામ મોઢામાં આંગળી ઘાલીને જોઈ રહ્યા. પરમાર રાણી સાથે અબોલડા તોડવા પડયા.

રાણી, રતનજી અને મૂળીનો ચારણ; ત્રણમાં કોણ મોટું ! પરમાર વંશની કીર્તિનાં આ ત્રણ કેવાં અલૌકિક કિરણો ! *

---

* ક્રાંડપસાવ આપવાથી મૂળી તાલુકો એટલે, બધો ગરીબ બની ગયો. બાદશાહ તરફથી અમીનખાન ગોરીનું સૈન્ય ખંડણી ઉઘરાવવા આવ્યું, તેને ખંડણી ભરી ન શકાઇ. તથા અમીનખાને ગામની ઉપજમાં હાથ નાખ્યો. રતનજીએ યુદ્ધ કર્યું તેમાં તે મરાયો. આ ઉથલપાથલમાં ૭૮ પરમારોની ચાર ચોવીસી ચોટીલા, થાન, ચોબારી ને ઉંડળના હાકીમોને હાથ ગઈ.

# જગદેવ પરમાર (બીજા અને ત્રીજા)

---

ધારાનગરીના જગદેવ પરમારે સિદ્ધરાજ સોલંકીના માથાને સાટે પોતાનું માથું વાઢી આપ્યાની વાત મશહૂર છે. નગરપારકરના સોઢા વંશમાં પણ એક પરમારનું નામ જગદેવ પડેલું. દુશ્મનની છાતી ફાટી જાય, અને જગત બધાની માતાઓની છાતીએથી ધાવણની શેડો વછૂટે, એવો નવજોબનવંતો એ જગદેવ એના સાસરાને ઘેર ગયો હતો. સાસરાનો હરખ ક્યાંય સમાતો નહોતો, અને ઓરડાના કમાડની ચીરાડમાંથી કાળી કાળી બે આંખ તાણીને એની રાણી કંથને નિરખ્યા કરતી હતી.

ત્યાં તો કોઈક બોલી ઉઠયું કે " જુઓને ! આજકાલની કુઇચું પણ કેવી ગાલાવેલી બની છે ! "

બીજાએ પૂછયું " કેમ ભાઇ ? "

" નહીં તો આમ હોય ? જેને માથું તો શું પણ માથાનો એક મોવાળો વાઢી દેતાં ય વસમું લાગે, એવાનાં " જગદેવ " નામ પાડે ? "

પાસે બેઠેલ જગદેવજી બોલ્યા, " ભાઇ, માથાં આપનાર તો છે, પણ લેનાર કયાં ? "

" આ રહ્યો હું લેનારો; લાવો ! " પાસે બેઠેલ એક ચારણથી બોલતાં બોલાઇ ગયું.

"આ લે ત્યારે !" એટલું બોલીને જગદેવે તલવાર ખેંચી ગળું મોળી નાખ્યું, અને બીજે હાથે લાંબા લાંબા રેશમી કેશ વાળું માથું ઝાલીને હાથ ચારણ તરફ લાંબો કર્યો.

"ઓય માડી !" કાળી રાડ પાડીને ચારણ ભાગ્યો. પાછળ જગદેવનું ધડ ભાગ્યું. એક હાથમાં લોહીથી તરબોળ તરવાર: બીજા હાથમાં લટકતું પ્રતાપી મસ્તક: આંખોમાં સત ઝળહળે છે: અને એ દોડતા ધડને માથે લોહીનો ધધકતો ફુવારો છૂટી રહ્યો છે. કપાએલા ગળામાંથી "આ લે, આ લે" એવા અસ્પષ્ટ અવાજો નીકળી રહ્યા છે. આખી મેદની આ દેખાવ જોઇને ધ્રુજી રહી છે. કોઈ પગે લાગે છે. કોઇ શ્રીફળ વધેરે છે. કોઈ લોહીનું તિલક કરે છે. અને મોઢા આગળ દોડયો જાય છે ચારણ !

આખરે કોઈએ ગળીનો ત્રાગડો નાખ્યો ત્યારે ધડ પડયું. * * *

મુંગીની ગાદી ઉપર પણ ફરીવાર એજ પ્રતાપી નામ પડયું. એ જગદેવજી પણ ભરજોબનમાં હતા. નેણાંમાંથી અમૃત નીતરે એવી એને એક રાણી હતી.

એક દિવસ ડેલીની બેઠકમાં જગદેવજીએ ચોપાટ માંડેલી. સામા એના બે સાળા બેઠેલા; અને પોતાનો ભેરૂ એક ચારણ બેઠેલો. રમતાં રમતાં રાજા ત્રણે રમત જીતી ગયા. ચોથી માંડી ચારણને હાકલો કર્યો કે "હાં ભેરૂ, આ વખતે ચોથું પડ આપીનેજ ઉભા થવું છે હો !"

પાસા ફેંકાવા માંડયા. જગદેવજીની સોગઠી એક ૯ એક પાકવા લાગી. છેલ્લી એક સોગઠી રહી.

જગદેવે હાકલ કરી કે "હાં ભેરૂ ! બરાબર અઢાર દાણીઆ આવે હો કે ! હમણાં એની પાકીને મારી ઘરમાં પહોંચીએ ! બરાબર અઢાર !"

"જે માતા" કહીને ચારણે પાસા ફેંકયા. ધરતી ઉપર સોળ દાણા દેખાણા, બીજો એક પાસો હજુ રડતો હતો. ત્યાં તો અનુમાન બાંધીને 'શાહબાશ" શબ્દ બોલવાની સાથે જ શત્રુની સોગઠી ઉપર જગદેવજીએ ઘા કર્યો. આહીં લાકડાની સોગઠીના ચૂરા થયા ત્યાં તો બીજી બાજુ પાસો પણ બે દાણે થંભી ગયો !

"વાહ ભેરૂ, વાહ ભેરૂ ! માગ માગ ! જે માગ તે આપું."

સાળાઓનાં મોઢાં લેવાઇ ગયાં ! વાઢે તો લોહીનું ટીપું યે ન નીકળે ! ચારણની પડખે ચડીને સાળાએ કાનમાં કહ્યું કે "માગને માથું ! સત્યવાદી છે ! જોઇએ તો ખરા !

"બાપુ, માગું તો તમારૂં માથું !" ચારણે જીભ કચરી.

"માથું ? લે હમણાં વાઢી લાવું !" એટલું બોલતો પરમાર ખડો થયો. રાણીવાસને પગથીએ ધબ ધબ ધબ

લે ચડવા લાગ્યો. સ્ત્રીઓના ઘેરામાં થઇને સડેડાટ રાણીને ઓરડે પહોંચ્યો. ત્યાં તો સ્ત્રીઓના જૂથમાંથી નોખાં પડીને રાણી રાજાની પાસે ચાલ્યાં આવ્યાં.

"રાણીજી !" જગદેવ શાંત અવાજે બોલ્યા. "માથું આપી આવ્યો છું. એ તો હું ક્ષણાં પલકમાં વાઢી આપીશ. પણ તમારે તમારી સાત પેઢી તારવી છે ?"

રાણી બોલ્યાં "હા."

"પરમારની કીર્તિ ઉપર કળશ ચડાવવો છે ?"

"હા."

"આવતે ભવ પાછા મળવું છે ?"

"હા."

"તો લ્યો આ તરવાર, અને એવો ઘા કરો કે એક ઘાયે માથું થાળીમાં જઇ પડે. પછી સ્વહસ્તે જ ચારણને દાન કરો. મને સદ્ગતિ મળશે. છે હીંમત ?"

ઉભી હતી ત્યાંથી દોટ કાઢીને રાણી કંથને ભેટી પડી, પલવારમાં છુટી પડી, ઓઢણાની ભેટ બાંધી, હાથમાં નાગી તલવાર લીધી.

અને સ્વામીએ નમાવેલ ગરદન ઉપર 'જે અમ્બે' ઉચ્ચારી તલવાર ઝીંકી—સોનાના થાળમાં માથું ઝીલાઇ ગયું. 'રંગ છે રજપુતાણી' એવો ઉદ્ગાર કાઢવા તલ્પતી એ કપાયેલા મસ્તકની કેવી સોહામણી મુખમુદ્રા !

બે ઘડી ઉભી રહીને રાણી ટગર ટગર જોઈ રહી. પછી દુહો કહ્યો:

મેં તો પેલો પરખીઓ તોરણ દેતાં પગ્ગ,
મરશે, ભડશે, મારશે, ખળસર વાશે ખગ્ગ.

(હે ક્ષત્રી! તોરણે તું પરણવા આવેલો તે વખતે જ મેં તો પારખી કાઢેલું કે તું મારીશ, લડીશ, રણસંગ્રામમાં ખડગ ચલાવીશ, અને મરીશ.)

પછી તો હાથમાં માથાવાળો થાળ લીધો, અને- "જે અમ્બે" "જે અમ્બે" અવાજ કરતી રજપૂતાણી મેડી- એથી ઉતરવા માંડી. આખો દરબારગઢ એની સામો હોંકારા દેવા લાગ્યો. માણસો નાસવા મંડયાં. ચંડિકા ડેલીની બેઠક પાસે પહોંચીને સાદ કરવા લાગી કે "કયાં ગયો ચારણ? આ લે બાપ! આ લે આ માથું."

ચારણે બહાર નીકળીને આ જગદમ્બાનું રૂપ જોયું. જોતાં જ એ ચીસ નાખીને ભાગ્યો; અને એની પાછળ "લેતો જા, બાપ, લેતો જા" બોલતી સતી થાળ સોતી દોડી.

ચારણ પોતાને ઘેર પહોંચ્યો. ઘરમાં બાર વરસની ચારણી રોટલા ઘડતી હતી. ચારણે બૂમ પાડી,

"ચારણ્ય! મને સંતાડ!"

"શું થયું!"

"બાપુનું માથું માગ્યું...મા માથું કાપીને દેવા આવ........મને સંતા....સંત."

"ધિઃકાર છે ચારણ ! માગ્યું, અને માગ્યા પછી લેતો નથી ?"

ચારણ કોઠીમાં સંતાઇ ગયો. ત્યાં તો રાણીનો સ્વર સંભળાણો કે

"લેતો જા બાપ ! લે તો જા માથું." સતી આવી પહોંચ્યાં.

ચારણી હાથ ધોઇને બહાર નીકળી. ખોળો પાથરીને બોલી કે "શાબાસ સતી ! શાબાસ જગદમ્બા ! આવો માડી ! હાલ્યાં આવો ! ચારણ માગતા આવ્યા છે, ને ક્ષત્રી દેતા આવ્યા છે. એમાં શું ? લાવો વધાવી લઉં." ચારણીએ પાલવમાં માથું ઝીલ્યું.

'જે અમ્બા ! જે મા !' કરતી રાણી પાછી વળી. "જે અમ્બા ! જે માતા" સ્વર ઝીલતી ચારણી પણ માથું લઇને રાણીની પાછળ ચાલી નીકળી. દરબારગઢની મેડીએ જઇને ચારણીએ ધડ પડેલું જોયું. એણે હાકલ કરી કે "ગંગાજળ લાવો."

એની હાકલમાં કોઇ નવખંડના ધણીની આજ્ઞા ગાજી ઉઠી. માણસો દોડયાં, અને ઘડા ભરીને ગંગાજળ કોઇને ઘેરથી લઇ આવ્યાં. ચારણીએ ધડ અને માથું બે ય ધોયાં. માથું ધડ ઉપર ચોડયું, અને પછી સૂરજની સામે હાથ જોડીને બોલી.

"હે દેવતા ! જો આ રાજાએ શુદ્ધ હૃદયથી દાન દીધું હોય, જો આ રાણીએ સાચા ઉમંગથી માથું વાઢયું હોય,

અને જો હું સાચી ચારણ્ય હોઉં, તો મારી લાજ રાખજે બાપ ! ”

ચારણીએ રાજાના શબને ગળે હાથ ફેરવ્યો. અને રાજા આળસ મરડીને બેઠો થયો.

* * * *

ત્યારથી પરમાર વંશમાં ‘જગદેવ’ નામ નથી પડતું.



# વણુંવા પરમાર

સોરાષ્ટ્રને ઉત્તર કિનારે ટીકર નામનું એક છસો વરસનું જૂનું ગામ છે. એ ગામની યે ઉત્તરે મરડક નામની એક ધાર, અસ્વાબર બેઠેલા ઉંટનો આકાર ધરીને પડેલી છે. એ ધારથી ત્રણ ગાઉ આઘે ઉત્તરમાં, ઝાળ નામનાં પાંચ ઝાડના ઝુંડની વચ્ચે એક મીઠા પાણીનો વીરડો છે, એક પુરૂષનો પાળીઓ છે, ને એક સતીના પંજાની ખાંભી છે. આસપાસ ધગધગતી રેતીનું રણ પડ્યું છે. ચૌદ ચૌદ ગાઉ સુધી મીઠા પાણીનું એકેય ટીપું નથી મળતું, કે નથી કોઇ વિસામો લેવાની તરૂ–છાંયડી. દિવસને વખતે કોઇ મુસાફર એ રણમાં ચાલતો નથી. ચાલે તો ચોકી વાળાઓ એની પાસે પૂરૂં પાણી છે કે નહીં તેની ખાત્રી કર્યા પછી જ જવા આપે છે. રાતે ચલેલો વટેમાર્ગુ સવારને પ્હોરે રણને સામે કાંઠે એક ધર્મશાળાએ પહોંચી વિસામો લ્યે છે. એને 'વર્ણુંવા પીરની જગ્યા' કહેવામાં આવે છે.

આ વર્ણુંવો પરમાર કોણ હતો? પચીસ વરસનો એક ક્ષત્રી જુવાનઃ હજુ તો *દસૈયા નહાતો હતો. અંગ-ઉપરથી અટલસના પોશાક હજુ ઉતર્યો નહોતા. હાથમાં હજુ મીંઢળ હીંચકતો હતો. પ્રેમીની આંખના પાંચ

*ક્ષત્રીઓમાં એવી રીત છે કે પરણ્યા પછી દસ દિવસ સુધી રોજ સવારે ન્હાય, ને પાછો એનો એ પોશાક પહેરી લ્યે.

પલકારા જેવી પાંચ જ રાત હજુ તો માણી હતી. આખા દિવસ એને ઘેરીને ક્ષત્રી-ડાયરો એના સંયમની ચોકી કરતો; અને ત્યાર પછી તો એ કંકુની ટસર જેવા રાતા ઢોલીઆમાં, સવામણ રૂની એ તળાઇમાં, સમદરફીણ સરખા એ ધોળા ઓછાડમાં, ગોરી રજપુતાણીની હાંફતી છાતી ઉપર પડયાં પડયાં રાત્રીના ત્રણ પહોર તો કોણ જાણે કેટલા વેગથી વીતી જાતા; રાત્રીથી જાણે એ ક્ષત્રી—બેલડીનાં સુખ નહોતાં સહેવાતાં, નહોતા જોવાતાં.

આજ છઠ્ઠા દિવસનું સવાર હતું. રાત આડા કેટલા પળ રહ્યા છે તે ગણ્યા કરતી રજપુતાણી એના માઢ ઉપરથી કમાડની તરડ સોંસરવી ચોરે બેઠેલા બંદીવાન સ્વામીને જોયા કરતી; પણ વર્ણવાનું માથું તો એ ખાંડલી બારી સામે શી રીતે ઉંચુ થઇ શકે ? ઉઘાડી સમશેરો સરખી કેટલી યે આંખો એના ઉપર પહેરો ભરતી હતી. એ તો ક્ષત્રીનાં પરણેતર !

ત્યા તો ગામમાં ચીસો પડી, ઘરે ઘર વાછરૂ રોવા લાગ્યાં, ભુંગીઓ ઢોલ ગાજ્યો, અને ચારણે ચોરે આવીને હાકલ કરી કે

ક્ષત્રી લાગ ખોટ ગઢથી જાતાં ગાવડી,
હેમી વાળવા હોડ, મત લજાવ્યે માવડી.

ગામનું ધણ ભેળીને મીયાણા ભાગતા હતા. ભાલો લઇને વર્ણવો ચોરેથી જ ઘોડે પલાણ્યો. મીયાણાની ગોળીઓનો મે વરસતો હતો, તેમાં થઇને વર્ણવો પહોંચ્યો. બીજા

રજપૂતોને પાછળ મેલીને દોડયા આવતા આ મીંઢળબંધા વરરાજાને જોતાં તો મીયાણાંને પણ મનમાં થયું કે "વાહ રજપૂત !" એ અસૂરોને પણ એની સ્ત્રીઓની મીઠી સોડ સાંભરી આવી. યુદ્ધ કર્યા વિના જ આખું ધણ વર્ણવાને પાછું સોંપ્યું; ને કહ્યું કે "જા બાપ, ઘેર તારી પરણેતર વાટ જોતી હશે."

સહુને પોતપોતાનાં પશુ પહોંચી ગયાં. પણ એક સૂતારની બાયડી પોતાનાં રોતાં છોકરાંને કેડે વળગાડીને કકળતી કકળતી આવી કે " એ બાપ ! બધાયનાં ઢોર લાવ્યો, ને મારી બોડી જ રહી ગઇ ? મારાં ગભૂડાં જ શું છાશું વિના ટળવળશે ? "

વર્ણવો વળી પાછો ચડયો. "બ્હેન. તારી બોડી વિના પાછો નહીં આવું" કહેતો ઉપડયો. પણ બોડી ક્યાંથી મળે ? મીયાણાઓ ખાવાને માટે કાપી નાખી હતી. ગૌમાતાનું રૂધિર ભાળીને વર્ણવો મરણીયો બન્યો. આખા રણમાં રમખાણ જામ્યું. ઠેઠ સામા કાંઠા સુધી શત્રુઓને તગડયા પછી ત્યાં એનું મસ્તક પડયું. ત્યાર પછી ધડ લડયું. મીયાણા નાસી છુટયા. ધડ પાછું વળ્યું. હાથમાં તરવાર, ને માથે ઉછળતી રૂધિરની ધાર ! મરકડની ધારથી ત્રણ ગાઉ ઉપર ધડ પડયું.

રણમાં ગએલો પતિ જો જીવતો હોય તો એની તરસ ટાળવા, ને મર્યો હોય તો મ્હોંમાં જળ મેલવા, પેલી માટ ઝાલીને વાટ જોતી રજપુતાણી પણ પહેરે પાનેતરે, માથે

ગંગાજળનો ઘડો મૂકીને રણમાં આવી. સ્વામીનું શબ જોયું, પણ માથું ન મળે!

એણે ત્યાં ને ત્યાં ઘડો પછાડયો. ઘડની સાથે જ બળી મરી.

## છપ્પય

હાંકી ધેન હજાર, સુણી આયુદ્ધ સજાયો,
કર ગ્રહીયો કબ્બાન[1] અહુચળ ખાગ[2] ઉઠાયો.
વરણુવ[3] સરવર ઝાળ, રણ મહીં જુદ્ધ રચાયો,
પણ પડતે પરમાર પાટ ઇંદ્રાપર પાયો.
જળપાત્ર લે જમના તણું, મૂકી પાણ[4] હુંદા મથે,
એ દિન નીર અમૃત ભર્યું, હીંદવાણુ નાર પોતા હથે.[5]

જે ઠેકાણું સતીએ ઘડો પછાડયો તે ઠેકાણે શિલાની અંદર આજે અખૂટ મીઠા જળનો વીરડો બની ગયો છે. લાખો તરસ્યાં જીવોએ એનાં જળ પીધેલાં હશે, અને કરોડો હજુ પીશે. આસપાસ ત્રણ દિશે ચૌદ ચૌદ ગાઉમાં બીજે કયાંય પાણી નથી. ગામ પણ નથી.

૨

વસીઓ વનમાં વર્ણવો, દીનો ભરતાં દેન
પાણ થઈ પરમારનું ધાવે મસ્તક ધેન.

---

૧ શસ્ત્રો. ૨ તરવાર. ૩ પાણીમાં બળતી જ્વાળા: વડવાનલ: સમુદ્રમાં જે વડવાનલ બળે છે, તેની આગ અત્યંત આકરી હોય છે. વરણુવાની ક્ષત્રીવાટને આંહી એ ઉપમા આપી છે. ૪ પથ્થર. ૫ આ છપ્પય એક ઢાઢીનો રચેલો છે. કારણ કે ચારણો એવું કામ કરતા નથી.

(વણુંવો રણમાં મર્યો. એના શરીરને બાળી નાખવામાં આવ્યું. પણ એનું માથું તો પત્થરનું બનીને ગાયનું દૂધ ધાવતું હતું.)

રણને સામે કાંઠે આડેસર ગામ અને પ્રાંગધ્રાની વચ્ચે વણુંવાનું માથું પડયું હતું. પણ એ કયાં પડયું તે કોણ જાણે ? આડેસરની એક ગાય રોજ સાંજે જયારે ઘેર જાય ત્યારે એનાં આંચળમાં દૂધ ન મળે! ગાયનો ધણી ગોવાળને રોજ ઠબકો આપે કે "કોઇક મારી ગાયને દોહી લ્યે છે.";

એક દિવસ સાંજ પડી. આખું ધણ ગામ ભણી ચાલવા માંડયું. રસ્તામાં એક ઠેકાણે આખા ધણમાંથી એજ ગાય નોખી તરી ગઇ, ને બીજી દિશામાં ચાલતી થઇ. ભરવાડને કૌતુક થયું. ધણને રેઢું મૂકીને એ ગાયની પાછળ ચાલ્યો. આઘે એક ઝાડની નીચે ગાય થંભી ગઇ. ચારે પગ પહોળા કરીને ઉભી રહી. એના ચારે આંચળમાંથી ખળળ ખળળ દૂધની ધાર ચાલી, અને જમીનમાં પાંદડાના ગંજ નીચેથી ઘટાક ! ઘટાક ! ઘટાક ! કરતું કોઇ એ દૂધ પીતું હોય એવો અવાજ આવ્યો. આખું આઉ ખાલી કરીને ગાય ગામ તરફ ચાલી ગઈ. ભરવાડ પાંદડાં ઉખેળીને જુએ ત્યાં તો પત્થરનું એક રૂપાળું મસ્તક! અને દૂધે ભર્યું એનું મ્હોં !

તે દિવસથી એ મસ્તકને ઠેકાણે વણુંવા પીરની જગ્યા બંધાયેલી છે.

આજ કોઈ કોઈ વાર કોઈ ગાફલ પ્રવાસી એ રણમાં ભૂલો પડે છે, પાણી વિના એને ગળે શોષ પડે છે, જીવવાની આશા છોડીને મરવાનું નામ સ્મરે છે, ત્યારે કોણ જાણે કયાંથી કોઈ તેજસ્વી ઘોડેસ્વાર એક હાથમાં ભાલું ને બીજા હાથમાં મીઠા પાણીની મસક લઈને મારતે ઘોડે હાજર થાય છે, અને બેશુદ્ધ બની ગયેલા મુસાફરને મ્હોંએ પાણી પીંચે છે. એવી વાતો ઘણાને મ્હોંથી સાંભળાય છે



# આલમભાહ પરમાર

રાણપુરની ગાદી ઉપર આજથી આશરે બસો વરસ પૂર્વે સાહેબજી નામે દરબાર થઇ ગયા સાહેબજી ખુદાના બંદા હતા. આ દુનિયાની મારામારીનો એને મોહ નહોતો. તેથીજ એના પિત્રાઇ રહીમજી સાહેબજીના ઉભા મેલમાં પોતાનાં ઘોડાં ચરાવી દેવા લગ્યા અને ધીરે ધીરે તો એણે સાહેબજીનાં ગામડાં પણ દબાવવાનુ શરૂ કર્યું. સાહેબજી પરમાર કંટાળીને પંચાળમાં રત્ના ભગતની મોલડી નામે ગામમાં પોતાના સ્નેહી કાઠી દરબારોને ઘેર જઈ રહ્યા.

એક દિવસ એ ભલા સાહેબજીને વાવડ મળ્યા કે રહીમજી દરબાર ગામને પાદર થઇને નીકળવાના છે. એના દિલમાં થયું કે 'મારો ભાઇ નીકળે છે !" દૂધના કેસરીઆ કઢા લઇને, સાકર અને બદામ લઇને, રહીમજીની બરદાસ્ત કરવા સાહેબજી પોતાના કાઠી મિત્રોનો ડાયરો ભેળો કરી પાદર જઈ ઉભા.

રાતી આંખવાળો રહીમજી ઘોડા ઉપર બેસી પોતાના ઘોડેસ્વારોની સાથે નીકળ્યો. સાહેબજી અને આખો કાઠી ડાયરો આડા ફર્યા. સાહેબજી ભાઈનાં ઘોડાની લગામ ઝાલી વિનવવા લાગ્યા કે "ભાઈ ! ઉતરો, સાથે બેસીને આજે રોટલા ખાઇએ."

"એલા તું હજી મરી નથી ગયો ?" એમ બોલીને રહીમજીએ પોતાના હાથમાંથી ભરેલી બંદુક સાહેબજીની

છાતીમાં ચાંપી દીધી. વીંધાઈને સાહેબજી ભોંય પર પડ્ય એ પળ પહેલાની પ્રીતિભરી આજીજી એના ભક્તિમય, ભોળા મ્હોં ઉપર એમ ને એમ છવાયેલી રહી ગઈ. લાગણી બદલવાનો એને વખતજ ક્યાં હતો ?

“ દગો, દગો, દગો, ” કરતા કાઠીઓ એ ખુની ઉપર હાથ ઉગામવા તૈયાર થયા ત્યાં તો હસતે મુખે મરતા મરતા સાહેબજીએ તરફડતી જીભે સમજાવ્યું કે “ ના, મારી છેલ્લી ઘડી બગાડશો મા ” રાતે ઘોડે રહીમજી રાણપૂર પહોંચી ગયો.

સાહેબજીના મુડદાને દફનાવવા માટે એનાં રાણી ગાડાં જોડાવીને રાતોરાત રાણપૂર આવ્યાં. પણ રહીમજી કહે કે એની કબર અમારા રાજવંશી કબ્રસ્તાનમાં ન હોય. આખરે એમને નોખી જગ્યાએ દફનાવવામાં આવ્યા. રહીમજીના ઝેરની સાક્ષી પૂરતી એ આરામગાહ હજુ પણ જૂદી પડેલી મોજુદ છે.

સાહેબજીના કુલ ગરાસ પર રહીમજીની આણ વર્તી ગઈ. સાહેબજીના એકના એક બેટા આલમભાઈનો જીવ પણ જોખમમાં છે, એવો વ્હેમ એની નિરાધાર વિધવા માતાને પડ્યો હતો. આલમભાઈને ક્યાંય બહાર કાઢવામાં આવતો નહીં.

માએ પુત્રને પૂછ્યું, “ બેટા, આપણી બ્હેન માણેકબા-ઈને ઘેર વીરમગામ જઈશ ? ”

બ્હેનને ઘેર જવાની હોંશમાં ને હોંશમાં આલમભાઇ ભૂલી ગયો કે પોતાની ઉમ્મર હજુ અગીઆર જ વરસની છે એ બોલ્યો " માડી, ખુશીથી ઘોડો આપો, હું જઇશ. "

અગીઆર વરસના એકના એક દીકરાને અંધારી રાતે માએ મીઠડાં લઇને પરદેશે વળાવ્યો. સાથે માણસ મોકલે તો શત્રુઓ ઓળખી જાય. એટલે આલમભાઇ રાત દિવસ એકલો જ પંથ કાપવા લાગ્યો, અને બ્હેનને ગામ પહોંચ્યો ત્યાં તો રાજકુમારની એકેય એંધાણી એના મ્હોં ઉપર ન રહી.

બનેવી આલેભાઇ વીરમગામના અમીર હતા. ડેલીએ આરબોની ખડી ચોકી હતી. અંદર પંખી પણ ન પેસી શકે. ચીંથરેહાલ આલમભાઇ ડેલીના ઓટા ઉપર બેઠા. અંદર જે જાય એની સાથે કહેવરાવે કે " બ્હેનને મળવા હું એનો ભાઇ રાણપુરથી આવ્યો છું " સાંભળીને લોકો હસતાં જાય.

પણ બ્હેનની સાથે રાણપુરથી બે વડારણ ગઇ હતી. એણે આલમભાઇને ઓળખ્યો. સોનાની હીંડોળાખાટે હીંચકતી બ્હેનને ખબર આપ્યા કે "બા, ભાઇ આવ્યા છે, પણ બહુ ભુંડે હાલે બેઠા છે."

બીજાં ગોલાં હસીને બોલી ઉઠયાં કે " ઓલ્યો રાંકો ડેલીએ બેઠો છે એ બેગમ સાહેબનો ભાઇ ?"

બ્હેનને લાગ્યું કે મારા ભાઇએ મારી હાંસી કરાવી. ભાઇને મળવાની ના કહી. ખાવા માટે સકોરામાં કઢી,

ત્યાં બેસીને અભુભાઈ પાણીડાં પાડે છે કે "શું કરું? મારી પાસે માણસો નથી! બુઢ્ઢાપાએ મારું બધું કૌવત હરી લીધું છે! નહીં તો મારો ધણી આમ રઝળે?"

"આવ, બાપ આલમભાઇ, આવ, મારા ધણી" એમ કહીને બુઢ્ઢા અભુભાઇએ આલમભાઇને ખોળામાં બેસાડી લીધા. એને માથે ને મોઢે પોતાનો ધ્રુજતો હાથ ફેરવ્યો.

રહીમભાઇ બોલ્યા, 'ત્યારે તો તમારા ધણીને રાણપુરની ગાદીએ જ બેસાડોને?"

"તમારા મ્હોંમાં સાકર, રહીમભાઇ! એલા કોઇ છે કે? જાઓ ઓરડેથી એક ચાકળો લઇ આવો."

ચાકળો આવ્યો. આલમભાઈનું કાંડું ઝાલીને અભુભાઇએ એને ચાકળે બેસાડયા, પોતાની તલવાર એના સામે ધરીને સલામ કરી કે "બાપુ સલામ."

રહીમભાઇએ પણ મશ્કરીમાં ઉઠીને કહ્યું કે "બાપુ! સ....લ્લા....મ!"

"બાપુ! રહીમભાઈની સલામ લ્યો." અભુ બોલ્યો. આલમભાઇએ સલામ લીધી. તે દિવસે અભુભાઇને ઘેર લાપસીના રંધાડા ચડયા, ગામને અભુભાઇએ જમાડયું. આલમભાઇ રજા થયા!

તે વખતે સોરઠ ઉપર દામાજીરાવ ગાયકવાડની આણ ફરતી. દર વરસે દામાજીરાવ જમાબંધી ઉઘરાવવા આંહી

આવતા. તેમને ધોળકાથી લઇ હરીણા નીનામા ગામ સુધી પહોંચાડવાની ફરજ રાણપૂરના રાજા ઉપર હતી. અબુભાઈ કુરેશી પોતાના બાળરાજાને સાથે લઇને ધોળકે ગયા. જઇને દામાજીના ખોળામાં આલમભાઇને બેસાડીને બધી કથની કહી. દામાજી રાણપૂર આવ્યા. એમની આજ્ઞાથી મરાઠાઓ રહીમભાઇને ગામમાંથી પગે રસી બાંધી ઢસડી કિલ્લામાં લાવ્યા. દામાજીએ પીઠ ફેરવી હુકમ દીધો કે "મારે એનું મ્હોં નથી જોવું. જાઓ એને કાંધ મારો."

"ન બને, એ બને" કરતો જુવાન આલમભાઈ આડો પડ્યો. દામાજીએ કહ્યું કે "બચ્ચા એણે તો તારા બાપને કાપી નાખ્યો છે. એના ઉપર દયા હોય ?"

"મહારાજ, મરેલો બાપ હવે જીવતો નહીં થાય. પણ મારા કાકાના મોતથી તો અમારી સો પેઢી લગી ઝેર જીવતું થશે. એમ તેવો તો યે એ મારો કાકો."

રહીમભાઇને કેદી બનાવી લઇ જવામાં આવ્યા. રાણપૂર ચોવીસી પાછી આલમભાઇને ઘેર આવી. મહારાજે આલમભાઇના રક્ષણ બદલ રાણપૂર ઉપર થાણું મૂક્યું. એના ખર્ચ બદલ આલમભાઇએ સરકારને રાણપૂર આપ્યું.

આંહી આલમભાઇનો દિવસ ચડ્યો, ને વીરમગામમાં બ્હેનનો દિવસ આથમ્યો. સોનાની હીંડોળાખાટના મધુર સ્વરો બંધ પડ્યા. લાજીને બ્હેન બનેવીએ રાણપૂરનો આશરો લીધો. પોતાને મળેલા જાકારનું એક પણ વેણ

સંભાર્યા વિના આલમભાઇએ બ્હેનને 'ગઢીઉં' નામનું ગામ આપ્યું, જે હજુ એના વંશજો ખાય છે.

* * * *

(૨)

છૂટો થયેલ રહીમભાઇ કિલ્લો લેવાની જ તજવીજ કરતો હતો. એના હાથમાં વઢવાણનો ઝાલો રાજા સબળસિંહ આવી પડયો. સબળસિંહને એણે સમજાવ્યું કે એક પહોરમાં રાણપર જીતાવું. સબળસિંહની સ્વારી ચડી.

બીજી વારે બમ થૈ રાણપર પડી રાડ,
અગરો ઝાલો આવીયો ઘોડા આની ધાડ.

આલમભાઇ કિલ્લો છોડીને ગામમાં આવ્યા, પ્રજાને કહ્યું કે "તમારી પ્રિય વસ્તુ હોય તે લઇને કિલ્લામાં પેસી જાઓ." પ્રજા કિલ્લામાં જવા લાગી. આલમભાઇ ગામના ચોકમાં અભય બનીને ઉભા રહ્યા. સબળસિંહની સેનાનો ડમ્મર ચડયો તોય આલમભાઇ ન ખસ્યા. ઘોડાના ડાબલા ગાજ્યા તોય આલમભાઇ કોઇ મુનિ જેવી શાંતિથી ઉભા જ રહ્યા એ કોની વાટ જોતા હતા? એક ડોશીની! ડોશી પોતાના ઘરમાં કોઇ કુલડીમાં પૈસા મકેલા તે ગોતતી હતી, ને કહેતી હતી કે "ઓ બાપુ! જરા ઉભા રહેજો! જરા ખમજો!" આખરે સેના ગામમાં આવી પહોંચી ત્યારે જ ડોશી ગામમાંથી ખસી!

આલમભાઇને અને સેનાને ભેટભેટા થઇ. સૈન્યને મોખરે અગરસીંગ નામનો સરદાર ચાલતો હતો. તેને

જોઇને આલમભાઇએ પોતાના મછા નામના યોદ્ધાને કહ્યું,

અલમ તબ એસો કીયો, ગઢ ઘેર્યો મુજ ગામ,
મારે બરછી અબ મછા કબ આવેગી કામ ?

"હે મછા ! તારી બરછી ફરી કયારે કામ આવશે ? માર અગરસીંગને."

મરી બરછી તબ મછે મહક ગીઓ મરેસ,
એક ઘાવ એસો કીયો ઉડા દીઓ અગરેસ.

પોતાના ધણીની છેલ્લી આજ્ઞા પાળીને મછો રાણપૂરની બજારમાં જ મોતની સેજ પથારી કરી સૂતો. આલમભાઇ અને એના સાથીઓએ કિલ્લાનું શરણ લીધું. ધબોધબ દરવાજા બંધ થયા.

સબળસિંહે રાણપુર ગામમાંજ માટીનો કિલ્લો કરી મોરચા બાંધ્યા. આલમભાઇના કિલ્લાને તોડવાનું એનું ગજું નહોતું. એક દિવસ આલમભાઈ નાઠાબારીએ થઇને ધોળકે પહોંચ્યા. દામાજી ગાયકવાડને વાત સંભળાવી. દામાજીનું સૈન્ય ચડ્યું. એ સાંભળીને સબળસિંહ રાણપૂરથી બે ગાઉ દૂર પોતાના નાગનેશ ગામના કિલ્લામાં જઇને ભરાયો. દામાજીરાવે નાગનેશને ઘેરો ઘાલ્યો અને ગઢ તોડવા માટે અમદાવાદથી મહાકાળી ને મહાલક્ષ્મી નામની બે તોપો મગાવી. બળદનાં સો સો તરેલાં જોડય ત્યારે જ તાણી શકાય એવી એ બે તોપો નાગનેશની નદીમાં આવીને અટકી ગઇ. પછી દામાજીરાવે બન્નેની પૂજા કરી. સીંદૂર અને

ફુલ ચઢાવ્યાં, તોપો સરસટ સામે કાંઠે ચડી, કેવી હતી એ તોપો ?

(ભુજંગી)

અડે મત આતંગ સણગાર સાતંગ
મહાદેવી મતંગ ભેડભૂર ભાળા,
જિસે લક્ષ્મી ડાકણી રૂપ લઈ રાક્ષણી
ભૂપતાં ભક્ષણી છુટે હે છંછાળી.
પહાડાં પછાડે, અરીયાં ઉડાડે,
ગઢાં ભોત ગાડે વડા જોર વાળી.
ધરા પર ધડાકા ભડોભડ ભડાકા
કડોકડ કડાકા કરે તોપ કાળી.

તોપો વછોડવાનું મૂરત જોવરાવ્યું. બરાબર રહો ફૂટવાનો સમય મૂરતમાં નક્કી થયો. દામાજીરાવે હુકમ કર્યો કે "ધોળી ધજા લઇને ગામના ગઢ પર ચડી ખબર આપો કે સવારે તોપો ચાલશે. ખબર આપો કે ગર્ભવતી સ્રીઓના ગર્ભ ન વછૂટી જાય માટે કાનમાં સૂંઠનાં પુંભડાં કરીને ઘાલે. ખબર આપો બાળકોને, બિમારોને, બુઢ્ઢાઓને, કે થડકે નહીં."

બીજી બાજુ સબળસિંહને એક વધુ ખબર પડી. ગઢના ચારે કોઠાની અંદર આળીઓમાં મગ મૂકાવ્યા હતા તે મગના દાણા એક દિવસ થરહરવા મંડ્યા. સબળસિંહ સમજ્યો કે દરબારગઢની નીચે સુરંગ ખોદાય

છે. ઉપરથી બાંકોરું પાડી, પાણી રેડી, સુરંગને નકામી કરી નાખવા તૈયારી થઇ; પણ ગામની વસ્તીએ ખાણો કરી કરી જર ભરી હતી તે ટળી જાય, માટે લોકોએ ના પાડી.

ભળકડું થયું. બધા કહે કે "મહારાજ, હવે તોપો વછોડો."

મહારાજ કહે "ના, હજુ ઝાડ ઉપર પંખી નીંદર કરે છે. એને ફડકો નહીં પડાવું. સૂર્ય ઉગવા દ્યો."

સૂર્ય ઉગ્યો ને તોપો ગડેડી, ધુબ્બાંગ! ધુબ્બાંગ! ધુબ્બાંગ! અને નાગનેશનો ગઢ ભાંગીને ભુકકો થઇ ગયો. સબળસિંહ પકડાયો. એ રજપૂતોએ પડખે ચડીને એને કહી દીધું કે "તમે તમારે જાઓ. અમે હમણાં વાણીઆને વેશે આવીને હામાજીને અને આલમભાઇને રેંસી નાંખશું."

સ્નાન કરતાં કરતાં હામાજીએ હુકમ દીધો કે સબળસિંહને ઝાડ નીચે લઇ જાઓ ને ઝાટકે મારો."

આલમભાઇએ ચીસ નાખી કે "મહારાજ, ન બને, એમ ન બને."

"કેમ?"

"શતરંજની રમતમાં જે લાકડાનો રાજા હોય છે, એને પણ મારવાની મના છે, તો પછી આ જીવતા જાગતા મનુષ્યાવતારીને—આ લાખોના પાળનારને કેમ મરાય, મહારાજ?"

બંદીવાન સબળસિંહ જાણે પ્રભુની દયાનું અમૃત પીતો હોય તેમ આલમભાઇના મ્હોની સામે જોઇ રહ્યો. હામાજીરાવનું દિલ નરમ થયું

ત્યાં તો વાણીઆ એક બીજાને ગાળો દેતા, માર-પીટ કરતા, બૂમ બરાડા પાડતા ચાલ્યા આવે છે. મહારાજે જાણ્યું કે શેઠીઆ ફરીઆદે આવે છે. લગોલગ આવી પહોંચ્યા ત્યારે કૃતઘ્ની સબળસિંહે રાડ પાડી કે "મહારાજ! દગો છે, મારા રાજપૂતો–વાણીઆને વેશે તમને મારવા આવે છે."

હામાજીરાવ નહાતા હતા. શરીરે પૂરો પોશાક પણ નહોતો. આલમભાઇ પાસે પણ એક છરી યે નહોતી. રજપૂતો પોતાને અંગમાં છુપાવેલી કટારો કાઢી મહારાજની સામે દોડ્યા. ત્યાં તો આલમભાઇએ દોટ કાઢી બેયની ગરદન અકેક હાથમાં ઝાલી, બેયનાં માથાં સામસામાં પટકીને ચૂરેચૂરા કરી નાખ્યા.

મહારાજ બોલ્યા કે "રંગ છે આલમભાઈ. અત્યાર સુધી હું માનતો કે તમે ફક્ત ભકત છો. પણ ના, તમે શરીર પણ સાધી જાણ્યું છે."

આલમભાઇએ આસમાનની સામે જોઇને માથું નમાવ્યું.

"આલમભાઇ, મારો જીવ બચાવ્યો તેની જુગોજુગ યાદગીરી રહે, માટે તમારા આલમપુરની જમાબંધી માફ કરૂં છું."

"મહારાજ, એમ થશે તો ભવિષ્યમાં કોઇક દિવસ આપના વારસદારો મારા વારસદારોને કહેશે કે એ તો ધર્મીદાનું ગામ ખાય છે. માટે જમાબંધી કાઢી નાખવા તો નહી દઉં."

આખરે આલમપૂરની જમાબંધીના એક આંકડે રૂા. ચારસો બાંધી આપ્યા તે હજુ સુધી આબાદ છે.

આલમભાઇને ખેંજા નામનો એક હજામ હતો. આલમભાઇની સાથે જ એ હજામે તડકા છાંયા વેઠલા. એવા રાજભકતનું નામ ભુલાય તે તો કેમ સહેવાય? આલમભાઇએ આલમપર બાંધ્યું તેની સામેજ બીજું એક ગામ વસાવી ખોજાપર નામ આપ્યું. હજુ એજ નામ ચાલે છે.

* * * *

રાણપરના કિલ્લા ઉપર ગાયકવાડના લશ્કર સાથે એક સૂબો રહેતો. સુબાની બદલી થઈ. અમલદારોને એના અધિકાર દરમ્યાન ઉભે ગળે ખવરાવનાર વાણીઆ વેપારીનો સ્વભાવ છે કે એજ અમલદારની બદલી થતી વખતે જમના દૂતની માફક આવીને ઉભા રહે, પાંચ દસ રૂપીઆની રકમને માટે પણ અમલદારને કોડીની કીંમતનો કરી નાખે. તો પછી આ હજારો રૂપીઆના કરજદાર સુબાનું તો શું પૂછવું? વાણીઓ ઉઘરાણીએ આવ્યો. સૂબાએ ખાલી ખીસાં બતાવ્યાં. વાણીઓ કહે "આ રહ્યાં બોટાદનો એક શેઠીઓ; લૂંટી લ્યો ને! લાખો મળશે."

મરાઠા સુબાએ બોટાદમાંથી વેપારીને હાથ કર્યો. કિલ્લામાં પૂરીને મારપીટ શરૂ કરી. પણ વાણીઓ માન્યો નહીં. પછી બોલાવ્યાં એનાં બાયડી છોકરાંને. બાયડી અને બચ્ચાં ચોધાર પાણીડાં પાડતાં ઉભાં રહ્યાં. સુબાએ તો ધમકી બતાવી કે "તારાં છોકરાંને કિલ્લા ઉપરથી નદીમાં ફગાવી દઇશ."

ગામમાં વાત ફુટી નીકળી કે કોઇક નિરપરાધીઓને કિલ્લામાં પુરીને સુબો મારે છે. આલમભાઇ ઉભા થયા. પાછળ ચારે દીકરા પણ ચાલ્યા. નદીને કાંઠે આવીને આલમભાઇએ પાછા વળી કહ્યું "દીકરાઓ, મારો આખો વંશ ચાંલ્યો જવા નહીં દઉં. માટે બે જણા પાછા વળો."

લાખાજી અને ડોસુજી કચવાતા કચવાતા પાછા ગયા. તોગાજી અને બાપુજી સાથે ગયા. સુબાને કાનજી વાણીઆએ વાત પહોંચાડી દીધી કે આલમભાઈ આવે છે. સુબાએ અંદરનો ગઢ વાસી દેવરાવ્યો, અને આલમભાઈ પોતાના પુત્રો સાથે દોઢીમાં દાખલ થયા કે તરતજ દોઢીના દરવાજાને બંધ કરી, અંદરથી ખંભાતી તાળું મારી, ગઢની હૈયારખી ઉપર થઇને દરવાન અંદર ચાલ્યો ગયો. દોઢીમાં કેદ થયેલા ત્રણે પરમારોની ઉપર કિલ્લાના મોરચામાંથી બંદુકોનો મારો ચાલવાથી ત્રણે જણા *ઘાવાખાનામાં પેસી ગયા.

બંદુકોના ધુબાકા સાંભળતાં તો ગામમાં એક સ્વામી આવેલા તે પોતાના સાઠ ચેલાને લઇ આલમભાઇની વ્હાર

---

*દોઢીના ચોકીદાર આરબોને રહેવા કાચી ઓરડીઓ.

ફરવા બહાર નીકળ્યા. એ ભગવાં વસ્ત્રોની પાછળ આખી વસ્તી નીકળી. કિલ્લાની બહારથી હાકલા પડકારા થવા માંડ્યા કે "બાપુ! મુંઝાશો મા. હમણાં બારણાં તોડીએ છીએ."

પણ એ તોતીંગ બારણાં! કેમ કરી તૂટે!

ઉપર ગોળીઓનો વરસાદ ઝીંકે છે, તેમાં થઈને દરવાજામાં જવું શી રીતે? અલમભાઈ મુંઝાય છે. તે વખતે તોગાજી બોલ્યો "બાપુ, હું નાનપણમાં મસ્તી કરતો ત્યારે તમે કહેતા કે બેટા, વખત આવે ત્યારે જોર બતાવજે. આજ એ વખત આવી પહોંચ્યો છે. આપને મ્હોંએથી "ફતેહ" ઉચ્ચારો, ને પછી જુઓ, હું તાળું તોડું છું કે નહીં!"

"જા બેટા, ફતેહ કર."

ગેંડાના ચામડાની ઢાલ માથા ઉપર ઢાંકી, હાથમાં તરવાર લઈ તેગોજી દરવાજામાં આવ્યો. ગોળીઓ ઢાલમાં ભડોભડ લાગી. તોગાજીને ઇજા ન થઈ. પોતાના બે પગ ભરાવી ખંભાતી તાળાને બે ભુજાથી એવું મરડ્યું કે આંકડીઓ નીકળી પડ્યો, ધબ દઈને તાળું નીચે પડ્યું, સાંકળ ખોલી નાખી, ને આખી મેદની દેકારો કરતી અંદર દોડી.

'રંગ તોગુભા, રંગ તોગુભા' કરતા જ્યાં બધા તોગાજી સામે જુએ ત્યાં તો તોગાજીની આંખોનાં બેય રતન બહાર લબડતાં હતાં, ને એને રૂંવાડે રૂંવાડે લોહી નીતરતું હતું.'

'રોમ રોમ રૂધીર ચઢ્યો ઓમ સીંદુર પડ્યો અંગ,
'તોગો સંકળ તોડતાં બન્યો રૂપ *બજરંગ.'

"ભાઇને ઘેર લઇ જાઓ." એવા પોકારો સાંભળીને તોગોજી બોલ્યો કે "અંદર જે નિર્દોષ પુરાણાં છે એને છોડવ્યા વિના નહીં ખસું. મરીશ."

અંદર શું થઇ રહ્યું છે ? એક આરબ સરદાર પોતાના સો સવારો સાથે કિલ્લામાં મહેમાન આવ્યો છે. એની સો સાંઢયો બહાર દેઢીમાં બાંધી છે. આરબોને બ્હીક લાગી કે ગામલોકો સાંઢયો હાંકી જશે. સૂબાને એણે કહ્યું કે "મારી સાંઢયોને અંદર લેવા દે, નહીં તો બંદુકો હાજર છે, ધીંગાણું કરીશ. મારી જીવ સાટેની મોંઘી સાંઢયોને નહીં ગુમાવું."

સૂબો ડર્યો. દરવાજા આડાં તલવારો, બંદૂકો ને ભાલાં ગોઠવ્યાં. પછી અધું કમાડ ઉઘાડયું. જ્યાં ઉંટ અંદર દાખલ થયું ત્યાં આલમભાઇએ ઉંટને ઓથે રહીને પોતાના માણસો સાથે ધસારો કર્યો. ઉંટ ભાલાંમાં વીંધાઇ ગયો. માણસો અડ્યાં. સૂબો ભાગ્યો. આલમભાઇએ સૂબાને પકડી, પછાડી, છાતી પર ચડી, તલવાર કાઢી કહ્યું કે "જો, આટલી વાર લાગે. પણ જા કમજાત ! તારે ખંભે જનોઇ ભાળીને મોઢા પડું છું !"

નિર્દોષ વાણીઆને છોડાવી પરમાર ઘેર ગયા. તોગાજી ઝીંદગીભર અંધ રહ્યા. એ અંધાપો હતો ? કે ઇશ્વરના દરબારનો સુવર્ણ–ચંદ્રક ?

---

*હનુમાન.

# દીકરો !

ચલાળા ગામથી ચાર ગાઉ ઉપર, બરાબર ગરને કાંઠે શેલ નામની એક નદી ચાલી જાય છે. કાળા પત્થરોની એની લેંકાર ઉંચી ભેખડો વચ્ચે ધીરાં ધીરાં ગરજતાં એના પાણી વહ્યાં જાય છે—જાણે કોઇ ભૂતાવળનાં છોકરાં માને ધાવતાં ધાવતાં હોંકારા કરી રહ્યા છે.

એ વિકરાળ નદીને કાંઠે પંખીના માળા જેવડું નાનું, લાખાપાદર નામનું ગામડું છે. લાખાપાદરની ચોપાસ નદીઓજ ચાલી જાય છે. ચોમાસામાં તો જાણે પાતાળ લોકની નાગ–કન્યાઓ પૃથ્વી ઉપર નાચ કરવા નીકળી હોય, તેમ અનેક ઝરણાં ફુટી નીકળે છે. સતજુગના ઋષિ જેવા એક જૂના વડલાની છાંયડી નીચ, પત્થરની ભેખડમાંથી પાણીનો મોટો ધોધ પડે છે, એ ધોધની આસપાસ લોકો-એ ગૌમુખ બાંધીને ગોમુખા ગંગા સ્થાપ્યાં છે. પડખેજ શંકર બેઠા છે. કુદરતેં એકસામટી ગુલાબી કરેણુ ઉગાડી છે. આંબાની ઘટા જામી છે. નીચે એ ગૌમુખીને ઝીલનારો, કુદરત માતાએ જાણે માપી માપીને કંડારેલો નિર્મળ કુંડ આવેલો છે. નીચાણમાં ઉંડો ધરો છે. વડલા ઉપર મોરલા ટૌકે છે, ગૌમુખીનાં નીર ખળખળે છે, કુંડમાં નાની માછ-લીઓ તગમગે છે, ને ધુનામાં મગર શેલે છે. કુદરતના રૂપમાં કોમળ અને વિકરાળ, બેય રેખા કેવી જુક્તિથી આંકેલી છે ! એવે સ્થળે જન્મનારાં માનવી પણ એક

વખત એવાં જ કોમળ અને વિકરાળ હતાં! શુરવીર ને પ્રેમી હતાં.

એ ગામડામાં રામવાળા નામે એક કાઠી દરબાર થઇ ગયા. રામવાળા જેવા પરાક્રમી હતા, તેવાજ પ્રભુભક્ત હતા.

એક દિવસ રામવાળા દરબાર કુંડલા ગામે કોઇકને કારજે ગયેલા. આસપાસના બીજા ઘણા કાઠી ગલઢેરા પણ આવેલા. કામળીઆવાડનો ભોજો કામળીઓ પણ આવેલો. ભોજો કામળીઓ ભયાનક લુંટારો હતો. મુલકની ગાયો ભેંસો ચોરાઇને આવે એને ભોજો કામળીઓ સંઘરતો. એનું નામ લેતાં તો છોકરાં છાનાં રહી જતાં.

કુંડલામાં ભેળો થયેલ કાઠી ડાયરો ભોજા કામળીઆની લોંઠકાઇનાં વખાણ કરવા મંડયો. એકેએક કાઠી ભોજાને સારૂં લગાડવા મંડયો. "બા, ભોજો ક્યાંય થાય?" "ભોજાભાઇની તો દે ફાટે," "ભોજે તો મોટા ગઢપતિને ધ્રુજાવ્યા"! એવી એવી તારીફ વચ્ચે બેઠો બેઠો ભોજો રૂપે મઢેલા હોકાની ધીરી ધીરી ઘુંટ તાણી રહ્યો છે. બધા કાઠી એની પાસે બકરાં જેવા લાગે છે.

ભોજાનાં બહુ વખાણ થવા મંડયાં ત્યારે રામવાળાથી ન રહેવાયું. એણે ધીરે રહીને વચન કાઢ્યું કે "હા, બા હા, ભોજો મલકનો બાદશાહ, ને કાઠી એના કૂતરા! ભોજો સાંઢ, ને કાઠી એના ભાંડ!"

ડાયરો થંભી ગયો. ધગ.વેલા ત્રાંબા જેવી લાલઘુમ

આંખો ફરફીને ભોજે એના પાઠાના જેવા કાંઠનાંથી અવાજ આઠયો કે " એ કોણ ? "

" ભોજા, એ તો હું રામવાળો. "

" ઠીક રામવાળા ! લાખાપાદર આડો હવે ગઢ ચણાવજે. માટી થાજે. "

" માટી તો મા જણે ત્યારે થઇને જ સો આવે છે; ત્યાર પછી માટી થવાય નહીં; અને લાખાપાદરને તો જીવતાં શરીરોનો જ ગઢ શોભે. માટે ભોજા, તું આવજે. તું વખાણીશ એવી મહેમાનગતી કરશું. "

સહુ પોતપોતાને ઘેર ગયા. રામવાળાને તે દિવસથી ભણકારા વાગી ગયા કે નક્કી ભોજો લાખાપાદર ઉપર પડશે. તે દિવસથી રામવાળો પરગામ જઇને રાત નથી રોકાતા જ્યાં જાય ત્યાંથી ઝાલર ટાણે તો ઝાંપામાં આવી જ પહોંચે.

એ વાતને તો છ આઠ મહિના થઇ ગયા. રામવાળાને લાગ્યું કે ભોજો કાં તો ભૂલી ગયો, ને કાં તો થડકી ગયો. એ રીતે મનમથી ફડકો ઓછો થયો.

એક દિવસ રામવાળો કુંડલે ગયા. કુંડલાના ગલઢેરા કહે કે " લાખ વાતે પણ આજની રાત નહીં જાવા દઇએ. "

રામવાળો બોલ્યા કે " આ, રાતે ગામ રેઢું મુકાય નહીં. ભોજાને નોતરાં દીધાં છે. "

" હવે ઠીક. ભોજો ક્યાં તમારી વાંસે ભમતો ફરે છે ? "

કચવાતે મને દરબાર રોકાણા. રાતે ઢોલીઆમાં એને ઊંઘ ન આવી.

આંહી લાખાપાદરમાં શું થયું ? સાંજ પડી અને વાવડ મળ્યા કે " ભોજો કટક લઇને આવે છે." ગામનો ઝાંપો બંધ કરી, આડાં ગાડાં ગોઠવી, લોકો હથીઆર લઇ ઉભા રહ્યા. પણ દરબાર વિના લોકોની છાતી ભાંગી ગઇ.

ભોજાનું કટક પડયું. ઝાંપા ઉપર લાખાપાદરના કૈંક જુવાન કામ આવ્યા. ઝાંપો તૂટયો. કટક ગામમાં પેસીને વસ્તીને ધમરોળવા મંડયું. નક્કી કર્યું હતું કે લૂંટ કરી કરીને સહુએ પરબારા ગામને સીમાડે કોઇ ઝાડ નીચે મળવું. તે પ્રમાણે સહુ ચાલવા મંડયા.

ગામમાં કબરસ્તાન જેવી શાંતિ છવાઇ ગઇ. ભોજો ગામધણીએ સમજતો હતો કે રામવાળો ઘરમાં સંતાઇ રહ્યા છે. એ રામવાળાના ફળીમાં જઇને હાકલા કરવા મંડયો કે "કાઠી ! બા'રો નીકળ, બા'રો નીકળ."

ઓરડામાં ઉભી ઉભી રામવાળાની સ્ત્રી થરથરતી હતી. એણે જવાબ દીધો કે "ભોજા, કાઠી ઘરે હોત તો તો શેલને સામે કાંઠે તને લેવા આવત, સંતાત નહીં."

ઉંચી ઉંચી ઓસરીની એક થાંભલીને ટેકો દઇને રામવાળાની એક દીકરી ઉભી હતી. પંદર વરસની ઉમ્મર થઇ હતી. ભોજાના પડકારા, લોહી–તરબોળ ભાલું, કે લાલઘુમ આંખો એ છોકરીને મન જાણે કાંઇક જોવા જેવું લાગતું હતું–બ્હીવા જેવું નહીં. એ શાંત ઉભી હતી. અંધારી રાતે જોગમાયા જેવી લાગતી હતી. મોતની લીલા તો જાણે ખૂબ નિરખી હોય તેવી ઠરેલી એની મુખમુદ્રા ! પેલા વડલાની

ઝાંપડીએ રમેલી, અને ધરામાં ન્હાઈ ન્હાઇને વજ્ર જેવી બનેલી એની કાયા હતી.

ભોજે જોયું તો ફળીમાં એ બાઇ ઉભી હતી તે થાંભલી પાસે જ એક વછેરો બાંધેલો. બાપ સગા દીકરાને ચડવા ન આપે એવો એ વછેરો! રામવાળાનો આત્મારામ એ વછેરો! ભોજે વિચાર્યું કે "આ વછેરો લઈ જઇને જગતને બતાવીશ; રામવાળો જીવશે ત્યાં લગી નીચું જોઇને હાલશે!"

પોતાના હાથમાં ભાલું હતું તે ઓસરીની કોરે ટેકવીને વછેરાના પગની પછાડી છોડવા ભોજો નીચે બેઠો. માથું નીચું રાખીને પછાડી છોડવા મંડ્યો. બરડો બરાબર રામવાળાની દીકરીના સામો રહ્યો.

ઓરડામાંથી મા કહે છે કે "બેટા આંહી આવતી રહે."

પણ કાઠીની દીકરી શું જોઇ રહી છે? તૈયાર ભાલું, તૈયાર બરડો, અને નિર્જન ફળીયું! વિચાર કરવાનો એને વખત નહોતો. એણે ભાલું ઉપાડ્યું; ત્યાં ઉભાં ઉભાંજ બે હાથે ઝાલીને એ જોગમાયાએ ભોજાના પહોળા બરડામાં ભાલાનો ઘા મૂકયો. ભચ દેતું ભાલું સોંસરવું ગયું, ભોજાને ધરતી સાથે જડી દીધો.

નીચે ઉતરી, ભોજાની જ તરવાર કાઢી, દીકરીએ એને ઝાટકા મૂકયા. શરીરના કટકા કર્યા. પછી માને બોલાવી કે "માડી, પછેડી લાવ્ય. ગાંસડી બાંધીએ."

ગાંસડી બાંધીને ઓરડામાં મૂકી દીધી. કોઇને ખબર ન પડવા દીધી.

ગામમાંથી આખી ફોજ નીકળી ગઇ હતી. સહુને મન એમ હતું કે ભોજો ભેળા આગળ નીકળી ગયો હશે.

દીકરીએ તેજ ટાણે ગઢવીને બોલાવ્યા. દીકરી કહે કે 'ગઢવા, કુંડલે જાઓ, ને બાપુને કહો કે પરબારા ક્યાંય ન જાય. આંહી આવીને એક વાર મારે ગોઢે થઇને પછી ભલે ભોજાની વાંસે જાય. પણ પરબારા જાય તો મને મરતી દેખે."

ગઢવી કુંડલે પહોંચ્યા. દરબારે વાત સાંભળી કે ભોજે કામ ભંગ્યું. રામવાળાને માથે જાણે સાતે આકાશ તુટી પડ્યાં !

"હવે હું શું મોઢું લઇ લાખાપાદર આવું ? પરબારો હજૂરીઓને લઇ મરીશ."

પણ એકની એક દીકરીના વેણ ! ડાહી દીકરી શું કામ બોલાવતી હશે ! મારા સંતાનને મારૂં મોઢું કાળું કરવાની કુમતિ કદી ન સૂઝે. કંઇક કારણ હશે ! જાઉં !

દરબાર ઘેર પહોંચ્યા ત્યાં ધીરેક રહીને દીકરીએ કહ્યું, "બાપુ તમારે જાવું હોય, તો ભલે, પણ કટક કોરૂં નથી ગયું. એક જણને તો આંહી રાખ્યો છે."

એમ કહીને ઓરડામાં લઇ જઇને ગાંસડી છોડી! બતાવી. રામવાળાએ મોઢું ઓળખ્યું. એ તો ભોજો પોતે !

દરબારનું હૈયું હરખથી અને ગર્વથી ફાટવા લાગ્યું. એણે દીકરીને માથે હાથ મૂક્યો. એ બોલ્યો કે "જગત કહેતું કે મારે દીકરી છે. પણ ના, આજ જાણ્યું કે મારે તો દીકરો છે!"

# સામત ખુમાણ

ભાવનગર રાજ્યમાં કુંડલાની આસપાસની ભૂમિ માથું વાઢીને વાવીએ તો ય ઉગી નીકળે એવી ફળદ્રુપ છે. આજથી બસો વરસ પૂર્વે એ જમીન પર કાઠીઓની હાક બોલતી. કુંડલાનાં બીજી વાર તોરણ બાંધનાર કાઢી સામત ખુમાણ થઇ ગયા. વજેસિંહજી મહારાજના મશહૂર બહારવટીઆ જોગીદાસ ખુમાણના એ દાદા થાય.

એ સામત ખુમાણના બાપ ગાંગા ખુમાણની પાસે ચૌદ ગામ હતાં. ધોબા ગામના ધણી *વીસામણ ખુમાણે એનાં ચૌદે ગામ છોડાવી લીધાં.

ગાંગો ખુમાણ મરી ગયા પછી સામત ખુમાણે ભડલીમાં પોતાના માશીઆઇ ભાઇ ભોજ ખાચરનો આશરો લીધો. હજુ ભડલીમાં 'સામત ખુમાણનો વંડો' કહેવાય છે.

ભડલીમાંથી એનું મન ઉઠયું. એણે નક્કી કર્યું કે પરકાંને આશરે રહ્યા કરતાં તો બાપની જમીન હતી તેમાં જઇને એકાદ ટીંબો બાંધીએ. ભલે પછી વીસામણ ખુમાણને હાથે હણાઇ જવું પડે. સદ્દગતિ તો થાશે !

કુંડલાથી ચાર ગાઉ આઘે અલબેલી શેત્રુજી વહે છે. ચાચઈના કુંજરમાંથી ચાલી આવતી એ અમૃતઝરણીને

*કોઇ કહે છે કે એનું નામ ગેલો ખુમાણ હતું, ને એની ગાદી ખુંટવડે હતી.

ક્રાંકચ ગામની સીમમાં એક ગાગડીઓ નામનો વોંકળો મળે છે, ત્યાંથી કોઇ કુડા માનવીના સંગમાં જેમ પવિત્ર નારી ભ્રષ્ટ થાય તેમ અમૃતઝરણી શેત્રુજી પણ ખારી બને છે. મનુષ્ય કે પશુ એના પાણીનો એક કોગળો પણ પેટમાં નથી નાખી શકતું. ઠેઠ ખંભાતના અખાત સુધી હજારો મુસાફરોને લલચાવતી લલચાવતી, તરસે ટળવળાવતી એ ભ્રષ્ટ શેતલ ભટકતી જાય છે.

એ શેત્રુજીના કાંઠા ઉપર બે ગાઉ આઘે સામત ખુમાણે વંડા ગામનો ટીંબો બાંધ્યો. પોતાનાં ઢોર લઇને ત્યાં ચારતા, અને વાડા કરતા. પણ વીસામણ ખુમાણ એને ઝંપવા દેતો નથી. ઘોબાનો માલ વંડાના વાડા ભેળી જાય છે, અને વંડાનાં ઢોર જો ઘોબાની સીમમાં પગ મૂકે તો ડબ્બે પુરાય છે.

ઘોબાવાળા જ્યારે વધુ પડતા સંતાપવા લાગ્યા, ત્યારે પછી એક દિવસ સામત ખુમાણ ઘોડે ચડીને ઘોબે અરજ કરવા ચાલ્યા. રાત્રે વાળુ કરીને ચડયા, એટલે અરધી રાત ભાંગ્યા પછી ઘોબે પહોંચ્યા. વીસામણ ખુમાણને ગોવાળ માલો કરીને એક આમીર હતો. તેના ફળીમાં પોતે ઘોડીને હાંકી ગયા. કોઇને જગાડ્યાં નહીં. ઘોડી બાંધી દઇને, ફળીમાં ગાડું પડયું હતું તેની ઉપર ઉંઘી ગયા.

બગબગું થયું ત્યાં તો ગોવાળ માલો ઉઠયો, અને હાકલ કરી કે "એલા, ગાડા ઉપર કોણ સૂતું છે ?"

"એ તો હું છું, મામા." કહીને સામંત ખુમાણે મ્હોં બતાવ્યું.

"ઓહોહો! બાપ સામત ખુમાણ! તમે આંહી ક્યાંથી? ક્યારે આવ્યા? મને ઉઠાડ્યો કેમ નહીં?"

"મામા, આવ્યો તો બહુ મોડો. તમારે સહુને પે'લા પહોરની ઉંઘ હોય, એમ સમજીને ન જગાડ્યા. વળી તમે નસીબદાર માણસ! અને હું તો એક રખડેલ કહેવાઉં!"

ગોવાળ માલાને લાગી આવ્યું. મનમાં દયા વછૂટી. એણે પુછ્યું કે "કેમ આવવું પડ્યું!"

"મામા, રોજ ને રોજ ઘોબાનો માલ વાડા ભેળી જાયં છે. અને અમારી ભેંસુ રોજ રોજ ડબ્બે પુરાય છે. બહુ બહુ વાર માણસ મોકલીને રાવ કરી, પણ વીસામણ ભાઈ કાંઇ બંદોબસ્ત કરતા નથી. એટલે હવે તો તમારી હાજરીમાં બે વેણ કહેવા આવ્યો છું, જો તમારા મ્હોંની શરમ પહોંચે તો!"

સવારે સામત ખુમાણને તેડીને ગોવાળ માલો ડાયરામાં ગયા. સામત ખુમાણ એક ખુણે જઇને બેસી ગયા. થોડી વારે ગોવાળ માલે સાદ કર્યો કે "સામત ખુમાણ, ઓરા આવો. તમારે શું કહેવું છે?"

સામત ખુમાણે બધી વાત કરીને કહ્યું કે "ભાઇ! આરા બાપનાં ચૌદ ગામમાંથી એક ટીંબો કરીને લબાચા

મૂકવા જેટલું તો ઠેકાણું રહેવા દ્યો ! ત્યારે ક્યાં રાજના ધણી થાવું છે ?"

વીસામણ ખુમાણે જવાબ દીધો કે "ટીંગો ફીંગો કાંઈ નહીં ! ઉચાળા ભરીને ભાગી જા. નીકર ધરાર વીખશું."

ગોવાળ માલો બોલ્યો, "બાપ વીસામણ ખુમાણ, માણસ કહે છે કે દુશ્મન ભાગ્યો હોય એને ઠેઠ ચુલા સુધી તો ન તગડવો. તમે મોટા છો. આ બાપડા શેત્રુંજીનો કાંઠો ચારી ખાય એમાં શું વાંધો છે ?"

વીસામણ ખુમાણ બોલ્યો કે "નહીં બને."

સામંત ખુમાણે કહ્યું, "તો પછી ભાઈ, આનું પરિણામ સારૂં આવશે ?"

વીસામણ ખુમાણને પડખે સોનાની મુઠ વાળી તરવાર પડી હતી. પીંછીએથી ઝાલીને એ તલવાર એણે સામંત ખુમાણ તરફ લાંબી કરી, કહ્યું કે "આ લે, અટાણ સુધી એક બાંધતો, તે હવે બે બાંધજે, ને થોભા ઉખેડી નાખજે."

ગોવાળ માલાથી ન રહેવાયું. એણે પડકારો કર્યો કે "સામંત ખુમાણ, ઉપાડી લે, ઉપાડી લે બાપ ! એને રહે છે પીછી, ને તારે આવે છે મૂઠ. ઉપાડી લે સૂરજનું નામ સમરીને; તારી ફતેહ થશે"

મરચાંની ચીર જેવી આંખ ફાડીને વીસામણ ખુમાણ બોલ્યો, "એમ છે બા ! તમે ય એની ભેરે થઈ ગયા છો કે ?"

ગોવાળ માલો બોલ્યો, " એની ભેરે તો હજાર હાથ વાળો ભગવાન છે !"

" એ મામા, ત્યારે તમેય ઉઠો ! આજથી સામતની તરવાર બાંધજો, ને વેગ્માને ઉખેડી નાખજો. "

" ઉઠ બાપ સામત ! " કહીને ગોવાળ માલો સામત ખુમાણની સાથે ડાયરામાંથી ઉઠયો. ઘેર જઇને એજ વખત ઉચાળા ભર્યા. પોતાના એકસો સ્વાર લઇને ગોવાળ માલો વંડે આવીને રહ્યો.

વીસામણ ખુમાણ વંડા ઉપર પડવાની વાટ જ જોતા હતા. પણ ગોવાળ માલો વંડામાં હોય ત્યાં સુધી વંડામાં પગ મૂકવો એ સાવઝની બખોલમાં પેસવા બરોબર ગણાય. એના જાસૂસો ફર્યા કરતા હતા. એક દિવસ એક કોળી તપાસ કરવા આવ્યો. જોયું તો ગામમાં એકલા સામત ખુમાણ ! ગોવાળ માલો પોતાના ઘોડેસ્વારોને લઇને *ફેરો કરવા ગએલા. એ કોળી અગાઉ સામત ખુમાણનો નોકર હતો. એને અનુકમ્પા આવી. સામત ખુમાણને કહી દીધું કે " આજ રાત્રે વીસામણ ખુમાણની ફોજ પડશે. "

સામત ખુમાણે તો જીવવાની આશા છોડી. પણ એક ઈશ્વરી વ્હાર આવી પહોંચી. ભાખર નામનો કોઈ સીંધી જમાદાર પોતાના એક સો બરકંદાજ ઘોડેસ્વારને લઇને

---

*કાઠીઓ લૂંટ કરવા જતા, તેને " ફેરા કરવા ગયા " એમ કહેવાતું.

કોઈ મોટા રાજ્યમાંથી છુટીને ભાવનગર રાજમાં નોકરીએ રહેવા જતો હતો. જૂના સાવરથી ભમોદરાની વચ્ચે સાત ગાઉના ગાળામાં એ ટુકડી ખરે બપોરે ચાલતી હતી. એ સાત ગાઉમાં શેત્રુંજીનો ખારો પાટ પથરાઈ ગયો છે. તે વખતે ત્યાં મીઠા પાણીનું ટીપું પણ મળે એવું નવાણુ નહોતું. તરસે ભાખરના સ્વારોનો પ્રાણ જાતો હતો. ઘોડાના મ્હોંમાંથી ફીણ ઉડતા હતા. આખી ટુકડી મારતે ઘોડે વંડામાં આવી ગળાં તો સૂકાઈ ગયેલાં એટલે બોલાતું નહોતું. ડેલીએ સામત ખુમાણ બેઠેલા તેની સામે, મ્હોંએ હાથ ધરીને સમજાવ્યું કે " તરસે જીવ જાય છે. "

એકદમ સામત ખુમાણે પોતાનાં માણસો પાસે ટાઢા પાણીના શિયાળુ ગોળા મગાવ્યા. સહુને પાણી પાયું. સહુને માથે પાણી છાંટયું. ઘોડાંને પણ ઘેર્યાં. પછી ગામમાં રોટલાની વરધી દીધી. દરેક ઘરમાંથી અકકેક જાડો રોટલો ઉઘરાવ્યો અને દહીંનાં પેડાં મગાવ્યાં, એક સો સંધીઓને ધરવ્યા. ત્યાં તો ઢોલીયા તૈયાર હતા. એક સો સંધી મીઠી નીંદરમાં પડયા.

આટલી આટલી ચાકરી કરતાં કરતાં, ચતુર સામત ખુમાણની નજર કયાં ચોંટી હતી ? એ એક સો સંધીની એક સો *જંજાળ ઉપર ! તે દિવસ રાતે એને એ જંજાળોનો ખપ હતો !

---

*અસલી બંદુક.

સાંજ પડી. સંધીઓ જાગ્યા. કાઠીએ ચતુરાઇ આદરી. બે હાથ જોડીને સામત ખુમાંણ કહેવા લાગ્યા કે "ભાઇ! હવે તમે બધા તમારે રસ્તે પડો!"

ભાખરને અચરજ થયું. એ બોલ્યો, "દરબાર, ઘેરે આવેલા પરોણાને કોઇએ સામેથી જાકારો કર્યાનું આજ સુધી નહોતું સાંભળ્યું. એમાંય તમારા જેવો જીવતદાન દેનારો જ્યારે અમને આમ કહે, ત્યારે નક્કી કાંઇક ભેદ હોવો જોઇએ. બોલો, શું છે?"

"ના ભાઇ, કાંઇ નથી."

"ઇષ્ટદેવના કસમ, બોલો."

"શું બોલું? આજ રાતે તો અમારા શત્રુઓ આ વંડાને ટીંબે હરણાં બેસાડશે. અમે મરી ખૂટશું. એ કતલમાં, તમારો શું ગુન્હો તે તમને રોકીએ?"

"વાહ કાઠી! સંધીની કીંમત તો ભારે કરી હો! પણ સાંભળ! અમારા કોઠામાં હજુ તારો રોટલો પડ્યો છે. એક સોમાંથી એક પણ સંધી ગચ્ચો જો આંહીથી પોતાનો જાન કાઢ્યા વિના જાય, તો જાણજે કે સંધીની જનેતામાં કાંઇક ફેર પડ્યો હતો!"

સામત ખુમાણની હીકમત ફળી.

ઘોબા અને વંડાની વચ્ચે 'રણથરનું નેરૂ' છે. તેની વચ્ચે થઇને ઘોબાનો મારગ આવતો હતો. એ નેરામાં,

મારગની બેય બાજુએ પાનના ઝુંડમાં એક સો સંધી તે રાત્રીયે ખંહુકો માંડીને બેઠા. ધરણી ધરણીને દારૂ ભર્યો હતો, પાશેર પશેરની અકકેક ગોળી ઠાંસી હતી, અને હાથમાં સળગતી જામગ્રી ઝુલતી હતી.

ત્યાં તો આઘેથી વીસામણ ખુમાણના લશ્કરની મશાલો દેખાણી. ફોજ પાસે ને પાસે આવતી ગઇ. ગોવાળ માલા વિનાનું વંડા તોડવું એ તો રમત વાત છે એમ સમજીને સૈન્યની મોખરે વીસામણ ખુમાણ ડોલતા ડોલતા ચાલતા હતા.

હ મ મ મ મ! હ મ મ મ મ! એક સો ઝંઝાળ છુટી. નેરામાં વીસામણની ફોજનાં મુડદાંનો ગંજ જામ્યો. ખરે ઉન્હાળે નેરામાં રાતું પૂર આવ્યું. વીસામણ ખુમાણ કામ આવ્યા. એ વખતે સામત ખુમાણે ઘોઘા ઉપર પડીને મોટી જીત કરી. ઘોઘાનાં ગામ પણ કબજે કર્યાં.

## નાવલી નદી

કુંડલા ગામને પાદર નાવલી નામની એક નાજુક નદી ચાલી જાય છે. આજથી પાંચસો વરસ પહેલાં એ નદી યે નહોતી, અને આવડું મોટું, આવું ગંદું ગામ પણ નહોતું. એક જુનું ખળભળી ગયેલું શિવાલય જ અત્યારે તો કોઈ ઘરડા ડોસા જેવું, પંચસો વરસ પહેલાના એ રૂપાળા ગામડાની મુંગી વાત કહેનારૂં, ને સાક્ષી દેનારૂં રહ્યું છે.

પાંચસો વરસ પહેલાં, કુંડલા નામના એ નાના ગામડાનાં તોરણ સુમેસર કોટીલા નામના બાબરીઆ સાખના રાજાએ બાંધ્યાં હતાં. ગામને ચારે પડખે ચારણોનાં ઘણાં નેસડાં

હતાં. નેસડાંને અને ગામને પાણી પીવા માટે તો માત્ર એકજ કુવો હતો. એમાંથી સહુ વારા પ્રમાણે પાણી લેતા.

એક વખત ચારણોને ઘેરે એક મામડી ઘણી ઘણી જાનો આવી પડી. પાણી વિના માણસો ને પશુઓ તરસે મરવા લાગ્યાં. સત્યવાદી રાજા સુમેસરની પાસે ચારણો ધા નાખતા આવ્યા.

રાજા કહે છે કે "હું શું કરૂં ? ધરતીમાં જ પાણી નથી. કુવા ગળાવ્યા તે એળે ગયા."

પ્રજા કહે કે "બાપ ! તું ગમે તેમ કર. તું રાજા થયો છો. મા ખોડીયાર જેવી તો તારે સાથે મોઢામોઢ વાતું કરે છે. ઝટ પાણી દે બાપ ! તારાં છોરૂ મરે છે."

સુમેસરના હૈયામાં શબ્દો ગાજ્યા કે "હાય ! હાય ! હું રાજા ! ને મારાં છોકરાં પાણી વિના મરે ! મા ખોડીઆર ! મારૂં નાક કપાય છે !"

દોઢ ગાઉ ઉપર ખોડીઆર માતાનું થાનક છે. ત્યાં રાજા અધરાતે આવ્યો. માતાને ઘણા ભોગ દીધા. ઘણા મંત્રો દીધા. ઘણી બાધા રાખી. પણ માએ પાણી ન મોકલ્યું.

ત્યારે સુમેસરે કટાર કાઢીને પડકારો કર્યો કે "જવાબ દેવો છે કે નહીં, માડી ?"

માડીએ જવાબ ન દીધો. સુમેસરે પેટમાં કટાર હુલાવવા ઉપાડી. ત્યારે માએ હસતાં હસતાં આવીને હાથ ઝાલ્યો. વચન

દીધું કે "ઉઠ બાપ ! ઘોડે ચડીને હાલવા મંડ. વાંસે પાણી વહ્યાં આવે છે. પાછું વાળી જોઈશ ત્યાં પાણી થંભી જાશે."

સુમેસરે ઘોડો ચલાવ્યો. પણ પાછળ પાણીના ખળ-ખળાટ કાં નથી સંભળાતા ? માતાએ ફોસલાવ્યો તો નથી ને ? દોઢેક ગાઉ આવતાં તો રાજાની શ્રદ્ધા ખૂટી. પાછું વાળી જુએ ત્યાં તો કોઈ શરમાળ કન્યા જેવી, છાને પગલે ચાલી આવતી નાની નદી, જાણે પોતાના ભવિષ્યના ભરથા-રથી ભોંઠી પડીને ધરતીમાં ઉતરી ગઇ.

પ્રજાને અખૂટ પાણી મળ્યું. રાજાને અખૂટ રાજત્વ મળ્યું. શ્રદ્ધા રહી હોત તો આજ સો સો ગાઉમાં નાવલી રેલતી હોત ! ઓ શ્રદ્ધા !

આજ ખોડીઆરના થાનકથી ભટ્ટની વાડી સુધી એ કુમારિકા નદી દોઢ ગાઉ સુધી વ્હેતી જાય છે; અને એ વાડીની પાસેની સમથળ જમીનમાં આપોઆપ સમાઇ જાય છે. ડગલું પણ આગળ દેતી નથી. ત્યાં નથી કાંઇ ખાડો, કે નથી કોઈ બીજું નેરૂં. બસ, સપાટ જમીનમાં બધું જળ ચૂસાઈ જાય છે. કોરા દુકાળમાં પણ એનું ન્હાનકડું વ્હેન કદી તૂટયું નથી. એનું અમૃત જેવું જળ કદી બગ-ડયું યે નથી. ખોડીઆર મા રાસડા રમવા નીસરે એવા પાળા તો એ નાવલી નદીના આરા છે. બેય કાંઠે સામ-સામાં બે મોટાં ગામ બાંધીને મનુષ્યો રહે છે, અને સુમેસર ટીલાનું નામ લઈ પાવન બને છે. દેવતાઓ પણ ન્હાવા મન કરે એવાં નાવલીનાં નીર પાંચસે પાંચસો ઉનાળા તો

હસતાં હસતાં પાર કરી ગયાં. ને હજુ કેટલા પાર કરશે તે તો એ પાણી પીનારા માનવીના પુણ્ય પાપ નક્કી કરશે. મા નાવલી ! અખંડ બ્રહ્મચારિણી ! તું તો રહી, ને સુમેસર ગયો ! બીજો સુમેસર હજુ નથી જનમ્યો. એટલે જ ધરતીનાં અમી પાતાળમાં ઉતરી ગયાં છે.

એ કુંડલા સામત ખુમાણના વખતમાં મીતીઆળાના કોળી રાજા *વીજા ખસીઆના હાથમાં હતું. તે વખતે તો સાવ નાનું નેસડું જ હતું. સંધીની એક સો બંદુકોથી અને ગોવાળ માલાના એક સો ભાલાંની મદદથી જોરાવર બનેલ સામંત ખુમાણે કુંડલાને ફરી પોતાના નામના તોરણ બાંધી આસપાસ ગઢ કરવા માંડયો.

સામત ખુમાણને ખબર પડી કે વીજો ખસીઓ ફોજની તૈયારી કરે છે. ગામના માણસોને એણે આજ્ઞા કરી કે "સહુએ પોતપોતાના ઘર પાસે આડી કાંટાની વાડ કરી લેવી. બધાએ વાડ કરી, પણ શેલો સૂણસર નામનો એક કાઠી હતો તેણે વાડ કરવાની ના પાડી.

---

*વીજા ખસીઆએ ચોરાશી પાદર કબજે કરેલાં. એના નામની હાક બોલતી. કાઠીઓ એનાથી કાંપી ઉઠતા. કેવો જોરાવર હતો એ કોળી !

કંથડા હળવું બોલ, રખે વીજો સાંભળે,
ખસીઓ પાડે ખોલ માથાંથી પાગાં લગે.

(કવિ કલ્પના કરે છે કે કોઇ ધણી ધણીઆણી ઘરમાં બેઠા છે. એમાં વીજાની વાત થાય છે. ત્યારે ધણીઆણી કહે છે કે "તું ધીમે બોલ વીજો સાંભળતો હશે તો જીવતાં ચામડી ઉતારશે.)

સામત ખુમાણે કહ્યું કે "બા, આખા ગામ ફરતી વાડમાં ફક્ત તમારા ઘર આગળ જ છીંડું રહેશે ?"

લૂણસરે કહેવરાવ્યું, "સામત ખુમાણને કહેજો કે મારા ઘર પાસે કાંટાની વાડ ન હોય, મારા અને મારાં છોકરાંનાં શરીરની વાડ હોય. મારા ઘર પાસેથી ખસીઆની ફોજ ગામમાં આવે તે પહેલાં તો મારૂં આખું કુટુંબ છીંડામાં ધરબાઇ મરશે."

વીજાની ફોજની મસાલો એક દિવસ સાંજે ઝબૂકવા મંડી. શેલો લૂણસર વિચારવા લાગ્યો કે "કહેતાં કહેવાઇ તો ગયું; પણ હવે દુશ્મનો આંહીથી ગરશે તો ? માટે ચાલ, સામા જઇને મરૂં."

ઘોડે ચડીને લૂણસર સામે ગયો. એક નેરામાં સંતાઇ રહ્યો. સેના પાસે આવી. લૂણસર જુએ તો સહુના હાથમાં લીંબડાની અકેક ડાળખી, અને સહુ 'શેવડીવદર' 'શેવડી-વદર' શબ્દ બોલતા આવે.

લૂણસર સમજ્યો કે "હાં, ખસીઆના સૈનિકની એંધાણી—એક લીંબડાની ડાળખી, ને બીજો 'શેવડીવદર' શબ્દ. બંને એંધાણી ધારણ કરીને એ વીજાની ફોજમાં પેસી ગયો. પેસીને ધીરે ધીરે વીજાના ઘોડાની લગોલગ આવ્યો. મશાલચી પણ ત્યાં જ ચાલતો હતો.

સહુ "શેવડીવદર" 'શેવડીવદર' ની ધુનમાં હતા. ત્યાં તો લૂણસરે તલવાર કાઢીને પ્રથમ મશાલચીના કાંડા

ઉપર ઝાટકો મૂકયો, ને બીજે ઘાએ વીજાની જાંઘ વાઢી. અંધારૂં ઘોર થઈ ગયું. તેમાંથી સડસડાટ પોતાનો ઘોડો બહાર કાઢી કુંડલે પહોંચી ગયો. સામત ખુમાણે એનું શૌર્ય જાણ્યા પછી એને જમીન દીધી. હજુ પણ કુંડલામાં "લુણસરની તળી" પ્રખ્યાત છે. આ તરફ વીજો જખમાયાથી એની ફોજ પાછી વળી. વીજો પડદે પડયો.

× × × ×

વીજા ખસીઆને શવો વાળો કરીને એક ફાટેલો જમાઇ હતો. ખસીઆની બે દીકરીનો એ ધણી હતો. શવા વાળાની રાડ ફાટતી. એક અપલક્ષણ એનામાં એવું હતું કે, મીતીઆળાને પાદરથી જે કોઇ કાઠીઆણી નીકળે તેને રોકી કાં તો બાજરો વઢાવે, ને કાં ગઢમાં ગાર કરાવે.

એક દિવસ બગસરાના કાઠી દરબારનાં વહુનું વેલડું નીકળ્યું. એ વૃદ્ધ બાઇને રોકીને શવે વાળે બાજરો વઢાવ્યો. કાઠીઆણી મીતીઆળાના કાંગરા ઉપર શાપ ઉચ્ચારતી ઉચ્ચારતી ચાલી ગઇ.

થોડે દિવસે એ બાઇનો દીકરો બગસરામાં ગુજરી ગયો. એના કારજ ઉપર ત્રણે પરજના કાઠી ભેળા થયા. સહુએ જોયું કે મરનારની મા મોઢું ઢાંકતાં નથી !

કાઠીઆણીએ બધી વાત કહી સંભળાવી.. એણે પ્રતિજ્ઞા લીધી કે "શવાવાળાનું ને મારા દીકરાનું મોઢું એક હારેજ ઢાંકીશ." ત્રણે પરજના ગલઢેરાઓને એણે ફિટકાર દીધો

કે "કાઠીઆવાડમાં કાઠીજાયો કોઇ ન રહ્યો ત્યારે કોળી ઊઠીને કાઠીઆણીયું પાસે બાજરો વઢાવે અને ગાર કરાવેને !"

સામત ખુમાણે નીચે માથે જવાબ દીધો કે "આઈ, કાઠીબચ્ચા તો હોય, પણ ફોજ લાવવા નાણાં કયાંથી કાઢવાં ?"

"બાપ, નાણાં જોતાં હોય તો બગસરાનો ખજીનો મુલ્કો છે."

સામત ખુમાણે ખસીઆને તોડવાની માળા ઉપાડી. બાબરીઆવની ફોજ લાવ્યા. મીતીઆળાના ગઢ ઉપર મરેઠાનું ને કાઠીનું કટક ચડયું.

કુંડલાથી દક્ષિણે સાત ગાઉ આઘે એ વીજા ખસીઆના મીતીઆળા ગઢનાં ખંડેર છે. ચારે તરફ ઝાડપાન વિનાના કોરા ડુંગરા ધગધગી રહ્યા છે, અને એ ડુંગરાઓના કુદરતી કોટની અંદર જે પત્થરનો કોટ ચણેલો હતો, તે આજ સાવ ભાંગી ગયેલ છે. માત્ર પાયા જ દેખાય છે. એ કોટની અંદર મીતીઆળા ગામ હતું, વસ્તીનાં ખેતર વાડી પણ કોટની અંદર જ હતાં. અત્યારે ત્યાં નાનું ગામડું છે. ગામડાને વીંધીને નીકળીએ ત્યારે એ મેદાનમાં એક ઊંચો ડુંગર, શંકરના થાળમાં શિવજીના લીંગ સમો ઉભો છે. તેના ઉપર કિલ્લાનાં ખંડેર છે. કિલ્લાને ત્રણ ત્રણ તો કોઠી છે. પાછળ વસમા ડુંગરા કોઇ રાક્ષસી

ચોકીદારો જેવા ખડા છે. આજ પણ એ રાક્ષસો ચોકી કર્યા કરે છે. શેની ? નિર્જન કિલ્લાની ? કે દારાના સુંદર પ્રેતની ?

ત્યાં એક જૂની વાવ છે. પત્થર જૂના, પણ પાણી તો હજી ગઈ કાલે જ વાવ ગળાવી હોય તેવું તાજું ! એ વાવની પાસે લોઢાના કાટોડાનો ગંજ પડયો છે, એ ગંજ શા માટે ? કોઈ કહે કે ત્યાં ખસીઓ સીસાના ગોળા બનાવતો, ને કોઇ કહે કે દારાશા ત્યાં લોઢું ગાળીને પારસમણિ અડાડી સોનું કરતો.

કહેવાય છે કે એ કિલ્લો ને એ કોટ શાહજહાનના પાટવી શાહજાદા દારાશાહે બંધાવેલો. એંશી ઘોડેસ્વારોને લઈને દારા ભટકતો હતો. મોત એને શોધતું હતું, અને એ આશ્રયસ્થાન શોધતો હતો. એના હાથના બાજુબંધમાં એક પારસ મણિ હતો.

ધ્રાંગધ્રા તાબાના સીતાપુર ગામમાં એ આવેલો. જગ્યાના મહંતનો મહેમાન બનેલો. જતાં જતાં મહંતની પાસે થોડું લોઢું ભેળું કરાવી પારસમણિ અડાડી એનું સોનું કરી ગયેલો.

કહે છે કે એની પાછળ ધ્રાંગધ્રાની વ્હાર ચડી. દારાશાના પાંચ યોદ્ધાઓ મારગ રોકી ઉભા રહ્યા અને રાજ સાહેબના સૈન્યને હાકલ કરી કે "હાથીને હોદ્દે ચડેલા તમારા રાજાની પાઘ સંભાળજો, ને પછી મન થાય તો હાલ્યા આવજો." એમ કહી કામઠામાં ગહેલી ચડાવીને નિશાન

સાંધ્યું, તોપના ગોળા જેવા પત્થર રાજસાહેબનો શિરપેચ લઇને ઘ મ મ મ કરતો ચાલ્યો ગયો. રાજાએ માન્યું કે મારી ખોપરી ફાટી. પાંચ પળ પછી એને ભાન આવ્યું કે ખોપરી તો સહીસલામત છે !

લશ્કર ભોંઠું પડીને પાછું વળ્યું.

કહે છે કે દારા મીતીઆળે આવ્યો. ત્યાં તેણે લોઢાં ભેળાં કરી, સોનું બનાવી, ગઢ ચણાવ્યો. આખરે એનું મોત એને આગ્રા ઉપાડી ગયું, ત્યાં જમનાજીના ઉંડા ધરામાં એણે પારસમણિ પધરાવ્યો.

ક્યાં દારાશા ! ને ક્યાં વીજો કોળી ! વિધાતાએ કોના કપાળમાંથી ભૂંસીને એ કિલ્લો કોને આપ્યો !

૫

સામત ખુમાણનું કટક આવ્યું ત્યારે વીજો પથારીવશ હતો. વીજાએ પોતાના જમાઇને કહી રાખેલું કે, “શવા, જે વખતે શત્રુઓ કિલ્લો તોડે તે વખતે મને ઠાર કરીને તું રણમાં ઉતરજે.”

મીતીઆળાના કોટને દરવાજે, ખુમાણના કટક સામે ગામના ઢેઢાએ પણ ટક્કર ઝીલી. આખરે જ્યારે કોટ તૂટ્યો ત્યારે શવાએ રણસાજ સજ્યાં. પોતાની બે ય જોબનવંતી બાયડીઓનાં માથાં કાપીને, બેય માથાંના ચોટલા સામસામા ગુંથ્યા. ગુંથીને બેય માથાં પોતાના

ગળામાં પહેર્યાં. તલવાર લઇને નરાને ઠાર કરવા ચાલ્યો. દીકરીઓનાં બે રૂપાળાં મ અને તેના ઉપર અટ્ટહાસ કરતું પોતાના જમાઇનું વિકરાળ મોઢું: લોહીલોહાણ કાયા! જોતાં જ વીજાનો અવાજ ફૂ ગયો. પુછ્યું કે

"શવા, આ કાળો કામો?"

"મામા, મરતી વખતે એમાં મરકનો જીવ રહી જાય! ખબર છે ને! બોલ, તૈયાર છો?"

"એ બાપ! એ શવા! ભાણેજ થઇને તું મામાની હત્યા કરીશ?"

"ફટ કોળી!" કહીને સવો ગયો રણ ખેલવા. ગયો ત્યાં જ રહ્યા.

* * * *

ભીતીઆળા કબજે થયું. કુંડલાનો કિલ્લો પણ બંધાઇ ગયો. શાંતિ વ્યાપી ગઇ. પછી એણે કણબી વસાવવાની મહેનત આદરી. કણબીઓ કહે કે "ના બાપા! કાઠીનો વિશ્વાસ નહીં. કાઠી અમારાં માથાં વાઢીને ×ઘીંહલાં કરે."

સામત ખુમાણે સૌથી પ્રથમ ઘીંહલું ન કરવાની પ્રતિજ્ઞા લીધી. બીજી આઠ પ્રતિજ્ઞાઓ લીધી. લુંટારાનાં લક્ષણ છોડી રાજાનાં લક્ષણ ધારણ કર્યાં. ખેડુતો વસાવ્યા. કાઠીઓને રાજલક્ષણ શીખવ્યાં.

સા      ખુમાણનાં બીરૂદ

૧. કણબીનાં      ાં કરવા નહીં.

૨. બાઇ માણસના અંગ ઉપરથી ઘરેણું ઉતારવું નહીં

૩. ચારણ      , ફકીર ને સૈયદ–એટલાનું ગામ ન લુંટવું

૪. ગાયોનું ધણ ન વાળવું.

૫. પરનારી પર દૃષ્ટિ ન કરવી. વગેરે.

આવાં કઠોર વ્રત એણે ધારણ કર્યાં, અને કરાવ્યાં. બસો વરસ પહેલાંના એ પવિત્ર કાઠીની ખાંભી આજ પણ ધોઇને પીવાથી સ્ત્રીઓનાં આડાં ભાંગે છે.



---

×સાંતને જ્યારે ગામમાંથી સીમમાં, ને સીમમાંથી ગામમાં લઈ જાય, ત્યારે લાકડાના બે કટકા જોડીને બનાવેલું એક ઓજાર સાંતીમાં ભરાવે. પછી બળદ ચાલે ત્યારે સાંતી ઉંચું રહે, ને બે લાકડાના ડંડીકાનું એ ઓજાર, બે છૂટે છેડે ઘસડાતું આવે. એને ધોંહલું કહેવાય. ઘણી વખતે એને પૈડાં હોય છે.

કાઠી લોકો કણબીનાં માથાં કાપી, મનુષ્યના ધડનો જે ધોંહલા જેવો આકાર બને છે, તેને સાંતીમાં ગોઠવી સાંતી ગામમાં લઇ જતા. એ રીતે સાંતી ચાલે ત્યારે બે પગ ઢસડાતા જાય

# કાળો મરમલ



સોરઠમાં ગરના નાકા ઉપર પીપરીઆ નામે એક ગામડું છે. ત્યાં એક ગરીબ કાઠી રહેતો હતો. એને એક નાનો દીકરો હતો. દીકરાને નાનો મકીને બાપ એક દિવસ મરી ગયો. મરતાં મરતાં કહેતો ગયો કે "મારો કાળીઓ આપા ગાંગાને ભળે છે !" ત્યાર પછી પડખેના સરસીઆ ગામના ગલઢેરા ગાંગાવાળાને આશરે કાળો ઉછર્યો. પણ એક દિવસ ગાંગવાળાએ એને જાકારો દીધો. એ નિરાધાર નાનો બાળક પોતાના ગામના ચારણ રામ બુઢાચને શરણે ગયો. રામ ગઢવીએ એને પેટના દીકરાની માફક રાખ્યો.

એમ કરતાં કાળો જુવાન થયો. રામ ગઢવીને મુખેથી એણે શુરાવીરોનાં ધીંગાણાંની ઘણી વાતો સાંભળી. ગામને પાદર એણે કેટલ યે પાળીઆ જોયા. પછી તો રાત્રે રાત્રે ઉંઘમાં એને યુદ્ધનાં સ્વપનાં આવતાં. "મારી તરવાર ! મારો મલીઓ !" એવા એવા હકલા કરીને એ ભર-નીંદરમાંથી ઝબકી ઉઠતો.

રામ ગઢવી ઉઠીને એને ટાઢા પાડતા ને એને શરીરે હાથ ફેરવતા. સાંજે કાળાને ઘેર આવતાં અસૂર થઇ જાય તો બુઢા રામ ગઢવી એને ગોતવા નીકળતા. એને મન તો કાળીઓ એના અંધાપાની લાકડી જેવો હતો.

એક દિવસ રામ ગઢવી પાસેથી અફીણ ખુટી ગયું. બરાબર ઉતાર આવ્યો તે ટાણે જ ડાબલી ખાલી નીકળી,

પોતાના મલીઆ વછેરા ઉપર ચડીને કાળો અફીણ લેવા સરસીએ ગયો.

વેપારીની દુકાને ઉભો ઉભો કાળો અફીણ જોખાવે છે, ત્યાં તો ગામમાં હોકારા પડકારા સંભળાયા. કાળો પુછે છે, " શેઠ, આ શું છે ? "

શેઠ કહે " ભાઇ, આપણે એની શી પચાંત ! દરબાર ગાંગાવાળાના બે ભત્રીજા એને મારીને ગરાસ લેવા આવ્યા છે. તે વઢ છે. એમાં આપણે શું ? ડાહ્યા થઇને દુકાને બેઠા બેઠા સાંભળીએ ને જોઇએ !"

ત્યાં તો તલવારોના ખણખણાટ અને બંદુકોના ધડાકા સંભળાવા મંડયા. કાળાનું શરીર કાંપવા લાગ્યું. એનો હાથ તરવારની મુઠ ઉપર ગયો.

વાણીઓ કહે કે "એલા, તને એમ શેનું શૂરાતન ચડે છે? તને તો ઉલટો ગાંગાવાળાએ જાકારો દીધો હતો !"

" વાણીઆ ! તું શું સમજ ? મારા દાંતમાં હજી આપા ગાંગાવાળાનું અન્ન ચોંટયું છે ! હું મરીશ."

"મર ત્યારે મુરખા !"

ત્યાં તો ધીંગાણું બજારમાં આવી પહોંચ્યું. વાણીઆએ દુકાનનાં કમાડ અંદરથી વાસી દીધાં. કાળાએ જોયું કે ગાંગોવાળો મરાણો. એટલે તલવાર કાઢીને એણે દોટ દીધી. બેમાંથી એક ભત્રીજાને માર્યો. ત્યાં તો એનું માથું પણ પડયું. ગામના ઝાંપા બહાર જે શાવણો છે,

ત્યાં સુધી લડીને એનું ધડ પડયું. અત્યારે ત્યાં એની ખાંભી છે.

અફીણની વાટ જોઇને બેહોશ બની બેઠેલા રામ ગઢવીએ સાંજે ખબર સાંભળ્યા કે કાળો તો કામ આવ્યો. અફીણ લીધા વિનાજ ગઢવીએ મરશીઆ ઉપાડયા.

*વરસ દશ વીસે મરમલ વાંછીતો મરણ,
પૂગ્યો પચવીસે કયંથી આવે કાળીઓ ?

(કાળો મરમલ તો દસ વીસ વરસની ઉમરે જ મરણ માગતો હતો. આ તો પચીસ વરસે મરણનો મેળાપ થયો. પાંચ વરસનું મોડું થઈ ગયું. હવે એ પાછો કયાંથી આવે ?)

પછેડા પાખે મરમલ વાંછીતો મરણ,
જોવણુ અંગ જહતે કીં કરી આવે કાળીઓ?

(અરે ભાઈ! દસ વીસ વરસે નહીં! એને તો એના જન્મ પછી કુંવર પછેડો ઓઢયાં પહેલાંજ મરવું હતું. પણ એ ઝંખનામાં ને ઝંખનામાં એને જુવાની આવી ગઇ. મોતનો આટલો મોડો મેળાપ થયા પછી કાંઇ એ પાછો આવે ?)

ભૂખાળુ ભાલા તણો કળકળતો કટકે
ભોજન ખગ ભેટયે (હવે) કયાંથી આવે કાળીઓ ?

*'વીસ વરસનો વદાડ'—એ પાઠ પણ છે

(ભાલાંની એને એવી ભૂખ લાગેલી કે ધીંગાણાને માટે એ કળકળી રહ્યો હતો. એવો ભૂખ્યો મણુસ તલવાર રૂપી ભોજન તૈયાર દેખ્યા પછી, જમ્યા વિના શી રીતે આવે ?)

કુંતાંરી હોળી કરી (ઉપર) ઘરહર રંભાં ઘેર,
(એમાં નાખ્ય વણુ નાળેર, ક્યાંથી આવે કાળીઓ ?)

(ધરતી ઉપર ભાલાં રૂપી ભડકાની હોળી પ્રગટી હતી, અને એ હોળીની ઉપર ઘેરો વળીને રંભાઓ ઉભી હતી. ધીંગાણા રૂપી એવી સુંદર હોળીમાં પોતાના મસ્તક નાળીએર નાખ્યા વીના કાંઇ કાળો પાછો આવે ?)

આવે ગાતી અપસરા, સૂરા સામૈયે,
પાછો વણુ પરણ્યે, ક્યાંથી આવે કાળીઓ ?

(એ યુદ્ધ નહોતું, પણ કાળાનું લગ્ન હતું. સ્વર્ગરૂપી સાસરામાંથી. અપસરાઓ ગીત ગાતી ગાતી આવતી હતી, અને શંકર આદિ સુર લોકો સામૈયું લઈને આવતા હતા. એવા ભભકેદાર વિવાહમાં પરણ્યા વિના કાંઇ કાળો પાછો આવે ?)

ભેળ્યું ખેત્ર ભડે, રોરવ શંક વારે,
નસીઅર નીંઘલતે ક્યાંથી આવે કાળીઓ ?

(એ યુદ્ધ નહોતું, પણ દુકાળની અંદર શૂરવીરો રૂપી શંકાંઓએ ખેતર ભેળ્યું હતું. એ ખેતરની અંદર કાળા જેવો એકાદ નીંઘલેલ (પાકી ગયેલ) છોડ જોઇ ગયા પછી શુરવીરો રૂપી શંકાંઓ અને છોડે નહીં !)

કાળાનું સર હોય કાલીનો કુંભ વારે,
વણકુટયે *વસળોય કયાંથી આવે કાળીઓ ?

(કાલી બાયડીને માથે પાણીનો થડો હોય, (ગાંડીને માથે બેડું હોય) તેવું, કાળાના શરીર ઉપર એનું માથું હતું. ગાંડીના માથા ઉપરનો ઘડો જેમ હેમખેમ ઘેર ન પહોંચે, તેમ કાળાનું માથું પણ હેમખેમ ઘેર ન આવે.)

પરચર, ખગ, વ્રેમંડપતિ, (ઉપર) અપસર ઝુળ અસે,
એનાંને અવઠોયેં, કીં કરી આવે કાળીઓ ?

(યુદ્ધક્ષેત્રની ઉપર કાળાની વાટ જોઇને માંસભક્ષી પંખી બેઠાં હતાં. આકાશના પતિ ઇન્દ્ર બેઠા હતા, ગીધ પંખીઓ બેઠેલાં હતાં, અરે, અપસરાઓનું વૃંદ ઊભું હતું. એ બધાંને તરછોડીને કાળો કેવી રીતે ઘેર આવે ?)

આ વાત બીજી રીતે એમ કહેવાય છે કે: કાળો સરસીએ ગાંગાવાળાને ત્યાંજ રહેતો. રામ ગઢવી ગાંગાવાળાને ત્યાં મહેમાન થયેલા. ત્યાં કાળો ગઢવીનો હોકો ભરી આપે, થાળી પીરસે, વગેરે ઘણી સેવા કરે. એક દિવસ કાળાને ખબર પડી કે પોતાના જ ગામ પીપરીઆ ઉપર ધાડ આવી છે. પીપરીઆમાં મરમલ જાતના કાઠીનાં ઘણાં ઘર હતાં. મરમલનો વાસ "મરમલનો ઝાંપો" એ નામે ઓળખાતો. કાળાના મનમાં થયું કે હું જીવતાં 'મરમલનો ઝાંપો' લેવા દઉં ? એ પીપરીએ ગયો, અને 'મરમલના ઝાંપા'નું રક્ષણ કરતાં કરતાં મર્યો.

---

*વંશને દીપાવનાર.

# કાળો ખાચર

પંચાળમાં સુદામડા પાસે કાળાસર નામનું ગામ છે. એ ગામ બાંધનાર કાળા ખાચર નામના કાઠી દરબાર હતા. દરબાર શંકરના ભક્ત હતા. કાળાસરથી બે ખેતરવા દૂર બે નદીઓના સંગમ ઉપર ઠાંગેશ્વર મહાદેવનું મંદિર છે. એ મહાદેવની જ રજાથી દરબારે કાળાસરનાં તોરણ બાંધ્યાં.

૧૭૪૭ નો કોપકારી દુકાળ પડ્યો. કાળાસર ગામમાં અનાજ ન રહ્યું, રૈયતનાં માણસો વારાફરતી અનાજના પોઠીઆ ધોળેરા બંદરથી મગાવે અને આખા ગામને વહેંચી દે. એમ કરતાં કરતાં રૈયત પાસે પૈસો ન રહ્યા, એટલે પછી દરબારે રૈયતને માટે પોતાના ધન ભંડાર ખુલ્લા મૂક્યા. એ પણ ખૂટ્યા. કાળાસરની વસ્તીને આવતી કાલે સવારે લાંઘણ આદરીને મરવાનો વખત આવી પહોંચ્યો.

છાનામાના દરબાર સાંભળે છે. લોકો અરસપરસ વાતો કરે છે કે “ આપણો રાજા તો મહા સતવાદી છે. શંકરની સાથે મોઢામોઢ વાતું કરે છે. એ કાંઇ આપણને મરવા દેશે?”

દરબાર બેઠા બેઠા વિમાસી રહ્યા ! મનમાં થયું કે “ અહો ! મારા ઉપર છેલ્લો વિશ્વાસ રાખીને વસ્તી બેઠી છે ! કાલ બપોરે હું જીવતો હોઇશ, તો માથે વિશ્વાસઘાતનું અને કેટલી હત્યાનું પાપ ચડશે ? ”

મધરાતનો પ્હોર જામ્યો. દરબાર તલવાર લઇને ઠાંગેશ્વર ભણી ચાલ્યા. પાછળ વસ્તી વાતો કરતી હતી કે “ જુઓ, બાપુ શંકર દાદા પાસેથી દાણા લેવા જાય છે ! ”

દેવાલયની અંદર ઘોર અંધારે એક પગે ઉભા રહીને કાળા ખાચરે સ્તુતિ ગાવા માંડી. શંકરની જળાધારીમાંથી જેમ પાણી ટપકે તેમ એની આંખોમાંથી દડ દડ આંસુ દડવા માંડયાં. કેમ જાણે શંકર એના ભકતની મશ્કરી કરતા હોય, એમ દેવળના ઘુમ્મટમાંથી સામા પડછંદા પડવા લાગ્યા.

“ હે દેવ ! આવતી કાલે તમે ને હું બેય વિશ્વાસ-ઘાતી ઠરશું. હું તો એ કલંકને હમણાં મારા લોહીથી ધોઇ નાખીશ, પણ તમારે તો હજુ જગત પર કળજુગનો ભાર વેંઢારવા જીવવું છે. તમે માનવીને શું મ્હોં બતાવશો ?

એમ કહીને કાળે ખાચરે કટાર કાઢી.

ત્યાં તો દેવળની ભીંતોમાંથી કોઇક મુંગું માનવી દાંત કાઢતું હોય એવો અવાજ આવ્યો. દેવ બોલ્યા કે, “રાજા, જા. ચાલવા મંડ. તારી પાછળ જારના પોઠીઆ મોકલું છું. પણ પાછું વાળી જોઇશ મા. ”

ગામમાં આવીને દરબાર મેડી પર બેસી ગયા. અપરંપાર પોઠીઆ આવી પડ્યા. લોકોએ લેવાય તેટલું અનાજ લઇ લીધું. રૈયત પૂરેપૂરી ધરાઇ ત્યારે કાળા ખાચરે ઠાંગેશ્વર ભણી મ્હોં ફેરવીને કહ્યું કે “ દાદા, હવે બસ ! ”

તેજ ઘડીએ બધા પોઠીઆ પત્થરના બની ગયા. અત્યારે પણ ઠાંગેશ્વર મહાદેવથી કાળાસર ગામ સુધી રસ્તાને બેય પડખે પત્થરના ઘણા પોઠીઆ હારબંધ જમીનમાં ખૂતેલા મોજુદ છે,

આ આખા બનાવને અમર કરનારૂં જુનું ગીત નીચે પ્રમાણે છે.

ગીત—જાંગડું

જરીયાન તંબુ મધ્યે ઉતારો જમાવ્યો,
ઉમંગે શંકરને અરાધ્યો;
શીવ પરગટ થીયા બોલીયા તે સમે,
એ ફેકર રહી તમે ગામ બાંધો.

૨

*એલપે હુકમ થકી ગામ બાંધ્યું બેહદ
ગુણીસર કળાસર નામ પાડયું,
મદમતા વવે ધજરાજ લખમૂલરા
×સુકવિએ સજસનું નીર ચાડયું.

૩

જમી પર એક દુકાળ પડીઓ જબર,
અસપતે ઠાંગેસર કને આયો,
ધૂન ઉભો ધરી કાળીઓ ધુણીધર
ગાદાં દખ જઇ શિવ કને ગાયો.

---

* કાળા ખાચરે × સુકવિઓએ સુયશનાં પાણી ચડાવ્યાં.

૪

પ્રગટ થૈ તે સમે બોલીયા ભવપતિ
રહો સુખેથી સદા જાવ રાજી,
દેખવું નહીં પાછું કદી આ દશે
જારની મોકલું પોઠ ઝાઝી.

૫

છત્રપતિ હાલીને આવીયો શે'રમાં
રૈયતને કહે છે કાઠી રાજા,
આવશે પોઠીઆ ગામમાં અઘઘડી
જારના ઘર લૈ ભરો ઝાઝાં.

૬

એમ કહી મેડીએ જઇ બેઠો અડગ
કૈલાશી પોઠને રજા દીધી;
[1]લાર થૈ પોઠની શે'ર દેવળ લગી,
લોક સૌ મળી ઉતારી લીધી.

૭

કોઠીયું તે સમે ભરી લૈ કાઠીએ,
દસ વરસ ખુટે નહીં ત્યહાં દાણા,
કાઠી રૈયત મળી કાળાને જઈ કહે
માઢથી નીકળો બા'ર માણા.

૮

નીકળ્યો બા'ર મેડી થકી નરપતિ
સંખ બે ઠાંગેસર ભણી સાધ્યા,
લખુમય પોઠીઆ શેર દેવળ લગી
બની ગ્યા પથરના નંદી[2] બાધા.

---

૧ હાર. ૨ શાં... ૫ ફાંઆ.

# ધણીનું માન

ભાડલાના ભીમ ખાચર અને જસદણના વાજસૂર ખાચર ભાડલી ગામે એક વખત કારજ ઉપર ભેળા થયા. ભીમ ખાચરની પાસે લાખો ગોવાળીઓ હતો. તેના જેવો બરછી વાપરનારો કોઇ જડે નહી. અને વાજસૂર ખાચરના જીવા જમાદાર જેવો બીજો કોઈ બંદૂકદાર માણે જડ્યો નહોતો.

જીવાને અને લાખાને પોતપોતાનાં હથીઆરની શકિત માટે વાદ થયો. અંતે બેય જણાએ મર્મમાં ને મર્મમાં બોલી નાખ્યું કે "એક દિવસ મુકાબલો કરવા મળશું."

કારજ વીંખાણું. વાજસૂર ખાચરે એક દિવસ અમાસની રાત્રીએ ભાડલે જઇને ભીમ ખાચરની ગેરહાજરીમાં ગામનો માલ વાળ્યો. ગામમાં એક રાંડીરાંડ કાઠીઆણી રહેતી હતી. એની પણ બે ભેંસો ગઈ. એનાં નાનાં છોકરાં છાશ વિના પોકાર કરવા મંડ્યાં. બાઇનો આશરો ભાંગ્યો.

બાઇ ઝુરતી ઝુરતી જસદણ આવી. વાજસૂર ખાચરની આગળ આજીજી કરી કે "બાપ, મારો રોટલો કાં ટાળ્યો?"

વાજસૂર ખાચરે હુકમ કર્યો કે "બાઇની બે ભેંસો કાઢી આપો."

માલ પુરાણો હતો તે વાડામાં બાઈને એનાં ઢોર ઓળખવા લઈ ગયા. બાઇએ પોતાની ભગર ભેંસોને તારવીને નોખી કાઢી. સામે એક ઘરડો પાડો ઉભો ઉભો ઝોલાં ખાતો

હતો. મશ્કરીમાં એક કાઠીએ કહ્યું કે "જુઓ તો આ ભાડલગઢનો ધણી! બાપડો પાકી ગયો, તે હવે ઉભો ઉભો ઝોલાં ખાય છે!"

કાઠીઆણીએ પોતાના દરબારની હાંસી સાંભળી. તરત જ એણે એની ભેંસો મેલી દીધી, અને એ ચાલી નીકળી. ચાલતાં ચાલતાં કહેતી ગઇ કે "હવે તો મારા ભાડલગઢનો ધણી આવીને ભેંસો કઢાવશે ત્યારે જ લઇશ."

ભાડલે જઇને ઘરમાં બેઠાં બેઠાં બાઇને રોવું આવ્યું. પડખેજ ભીમ ખાચરની ડેલી હતી. ભીમ ખાચરે રોવું સાંભળીને તપાસ કરાવી. શું બન્યું તેની ખબર પડી. બાઇને બોલાવીને બે ભેંસો તથા એક કળશી બાજરો ગઢમાંથી કાઢી આપ્યાં.

કાઠીઆણીએ દરબારની ભેટ ન લીધી. એણે કહેવરાવ્યું કે "બાપ, મારે મન તો એ ધાન ધૂળ બરાબર છે. કેમકે મારો ધણી આજ ગલઢો પાડો બની ગયો છે."

ભીમ ખાચરે જસદણનો માલ વાળ્યો. પાછળ વાજસૂર ખાચરની ફોજ ચડી. બે ધાર હતી. વચ્ચે મોટું ખેતર હતું. સામી ધાર ઉપર ભીમ ખાચરનાં પાંચસો ઘોડાં ઉભાં હતાં ને આ ધાર ઉપર વાજસૂર ખાચરે એનાં પાંચસો ઘોડાં થંભાવ્યા.

સામી ધારે ભીમ ખાચરની ફોજમાંથી લાખા ગોવાળીઆએ દરબારને કહ્યું કે "બાપુ, મારે ને એના જમાદારને

મેળાપના કોલ થયા છે. મને એકને નીચે ઉતરવા દ્યો ”.

ગોવાળીઓ એકલે ઘોડે નીચેના મેદાનમાં ઉતર્યો. એટલે આ ધારે જીવો જમાદાર પણ સમજી ગયો. એણે વાજસૂર ખાચરને કહ્યું કે “બાપુ, આ જુદ્ધ તો અમારી બેની વચ્ચેનું છે. તમે ઉભા રહો ને જુઓ, કેવાક લડીએ છીએ!”

જીવો જમાદાર પણ મેદાને પડ્યો. બેય ભેટ્યા. બેય જણાએ સામસામી હાકલ કરી કે “ તું ઘા કર,” “ ના, તું પહેલો ઘા કર.”

જીવે બંદુક છોડી. ગોવાળીએ જરાક ઘોડીને ખસેડી. બરાબર કાન પાસે થઈને છાની વાત કરતી કરતી ગોળી હવામાં ચાલી ગઈ. પછી ઘોડાને પાટીએ નાખીને ગોવાળીએ બરછીનો ઘા કર્યો, જીવાને પછાડી જમીન સાથે જડી દીધો.

ભીમ ખાચરની ફોજ ચાલી નીકળી. વાજસૂર ખાચરે પણ વિચાર્યું કે ખાતું સરભર થયું. પાછા વળ્યા.

કાઠીઆણીને એની ભેંસો પાછી મળી, ત્યાર પછી એણે નિરાંતે ધાન ખાધું.

# મૂળુ ખાચર

સંવત ૧૮૦૦ લગભગની આ વાત છે. *ટીકર ગામમાં સાહેબ રજપૂતોનું રાજ હતું. સાહેબો અસલ કચ્છમાંથી ઉતરેલા. તેઓ મૂળ સાખે જાડેજા હતા.

એક દિવસ એ સાહેબ રજપૂતોએ, ધ્રાંગધ્રા તાબાના નગરા ગામનો માલ વાળ્યો. માલ હાંકીને રજપૂતોએ ટીકરને માર્ગે ઝડપ કરી.

નગરાના એક ચારણની ચાર ભેંસો પણ ગામના માલ ભેળી લૂંટાઈ ગઇ. ચારણ પરગામ ગયો હતો. ઘેરે ચારણી હતી. ચારણીના દેહ ઉપર ભર જુવાનીની કાંતિ ફુટતી હતી. રૂપ રૂપનો દરીઓ જાણે પુનમની સાંજરે હેલે ચડેલો હતો.

ઘરમાંથી એક તાજો સજાવેલો છરો કમરમાં સંતાડીને ચારણી લૂંટારાઓની પાછળ દોડી. તળાવડી ઉપર સહુ રજપૂતોને આંબી લીધા. જઇને ચારણી બોલી કે "બાપ! મારી–ચારણની ભેંસું પણ લઇ જાશો? ચારણની ભેસુંનું દૂધ રજપૂતના ગળા હેઠું કેમ ઉતરશે?"

રજપૂતો બોલ્યા કે "આઇ! ટીકર આવજો. તમારી ભેંસું હશે તો કાઢી આપશું. અટાણે કયાં ગોતવા બેસીએ! વાંસે કોજ વહી આવે છે."

*જુઓ "નળ્ંવા પરમાર" પાનું ૪૪

"તમને ખમ્મા મારા વીર! પણ મારા બાપ! મારી ચારે ભગરને કાંઇ ગોતવી પડે? જો આ ઉભી મારી હાથણીયું! એક હજાર ભેંસુંમાં ય નોખી તરી નીકળે! મેં બહુ ચાકરી કરી છે મારા બાપ!"

"ઠીક આઈ. તારવી લ્યો તમારી ચાર ભેંસું."

ચારણીએ એની ચારે ભગરીને નામ લઇ લઇને બોલાવી. કાન ફફડાવતી, પૂછડાં ઉલાળતી ચારે જણી નોખી તરી ગઇ. પણ ત્યાં તો રજપૂતોની આંખ ફાટી ગઇ. એ કાળી ભમર કાયા; હાંસડી આવી જાય એવી સાંકળ;* કપાળમાં ધોળી ટીલડી; અને અધમણ દૂધે ભરેલાં આઉ; એવી સેંઢા કોને ગળેથી છૂટે?

ફાટેલ જુવાનડા હતા તે બોલી ઉઠયા, "એ બાઇ, ઇ ચાર ભેંસુંનાં આંચળ કોણ તાણશે, ખબર છે? જે અમારી પાસે પોતાનાં આંચળ તણાવતી હશે ઈ; બીજીના હાથ બોલા પડશે, ભોંઠા."

ચારણી થંભી ગઇ. એની જબરદસ્ત છાતીમાં જાણે ધમણ ધમાવા લાગી. કાળી વાદળીમાંથી વીજળી ભભુકે તેમ કાળી કાળી બે આંખોમાંથી આગ ભભુકી. સુકોમળ હાથે કમરમાંથી છરો કાઢીને પોતાના બેય થાનેલા કાપી નાખ્યા. રજપૂતો ભણી ફેંકીને કહ્યું કે "લ્યો, આ લ્યો બાપ, તાણ્યા કરજો, અને ધરાઇને દૂધ પીધા કરજો!"

છાતીએથી ધખ! ધખ! ધખ! લોહીની બે ગૌમુખી વછુટી. રજપૂતો કાંપતા કાંપતા જોઈ રહ્યા. ચારણી

---

સેંઢા=સાંઢણ. * જે ભેંસની ગરદન બહુ [illegible] હોય તેના ઉપર [illegible] ખૂબ હોય.

ત્યાંથી ભાગી. ઘેર આવી, ગાડું જોડાવી એના ભાઈ કેશવદાસ રતનાની પાસે પહોંચી. જઈને કહ્યું કે "મારા ભાઈ! મારાં આંચળ તાણવા આજ ટીકરના રજપૂતો આવ્યા'તા."

એટલું કહીને એણે થાનેલા ઉપર બાંધેલું લૂગડું છોડી નાખ્યું. એના પ્રાણ નીકળી ગયા.

કેશવદાસે વિચાર કર્યો કે કોની પાસે જઉં? ચોટીલાના મૂળુ ખાચરનો એને ભરોસો આવ્યો. ચોટીલા ભણી એ ચાલી નીકળ્યો.

ચોટીલાના મૂળુ ખાચરને તો આખી પાંચાળ અત્યારે પૂજી રહી છે. લૂંટફાટ અને અત્યાચારના એ જુગમાં મૂળુ ખાચરની તો નાડી ધોઈને પેટપીડવાળી બાઈઓને પવાતી હતી. મૂળુ ખાચર ઘોડે બેસીને માર્ગે ચાલ્યા જતા હોય, ખરો ઉનાળો ખેરના અંગારા વરસાવતો હોય, અને એમાં જો કોઈ આવીને કહે કે "બાપુ, મારી ઘરવાળીને આડું આવ્યું છે," તો એ કાઠી ત્યાં ને ત્યાં થંભી જતો. તે જ જગ્યાએ ધાંસીઓ નાખીને હાથમાં સૂરજની માળા લઈ બેસી જતો; અને હોકાની ચલમમાંથી ચપટી રાખ નાખીને પાણી આપતો. આવનાર ધણી પોતાને ગામ જઈને એ પાણી પોતાની બાયડીને પીવાડે, અને પાછો જઈને દરબારને કહે કે "બાપુ, આડું ભાંગી ગયું," ત્યારે મૂળુ ખાચર એ તડકેથી માળા ફેરવવાનું બંધ કરીને પાછા ઘોડે ચડે. ત્રણ કલાકમાં

જો આડું ભાંગ્યાના ખબર ન આવે તો પ્રાણ કાઢી નાખવા માટે તરવાર પણ તૈયાર રાખીને જ બેસતા.

એક વખત ઉદેપુરના રાણાને કોઢ નીકળ્યો. એણે મેવાડમાં વાત સાંભળી કે કાઠીઆવાડના દરબાર મૂળુ ખાચર પરનારીસિદ્ધ પુરૂષ છે. એનું ન્હાએલું પાણી લાવીને રાણાજી ન્હાય તો કોઢ ટળે. રાણાનાં માણસો ચોટીલે પહોચ્યાં. દરબારનાં માણસો સાથે મસલત કરી. દરબારનું ન્હાએલું પાણી એક દિવસ તાવડામાં ઝીલાઇને મેવાડને રસ્તે પડ્યું. પાછળથી મૂળુ ખાચરને એની ખબર પડી. એના પરિતાપનો પાર ન રહ્યો. એણે વિચાર્યું કે "હાય! હાય! રાણાનો કોઢ નહીં મટે તો જગતમાં મારે માટે શું કહેવાશે? તે કરતાં તો મરવું શું ભુડું?" એ ઉદેપૂર પહોંચ્યા. છાનામાના જઇને રહ્યા. લોકોને મોઢેથી જ્યારે એણે એ પાણી વડે રાણાનો કોઢ મટયાની વાત જાણી, ત્યારે એને નવો અવતાર આવ્યો! ચોટીલે પાછા વળ્યા.

એવા દેવતાઈ પરૂષને કવિ માનવીની સાથે કેમ કરીને સરખાવે?

મળુ માનવીએ, માણો મીંડવીએં કીં,

આરસ ઇન્દ્ર તણે, તું નર એવો નાગાઉત.

(હે મૂળુ ખાચર! આરસની દેવમૂર્તિ હોય તેને જેમ દેવ સાથે નથી સરખાવતી, તેમ માનવીને તારી સાથે ન સરખાવાય. અર્થાત્, તારો દેહ માનવીનો છે, પણ તું પોતે તો દેવ છો.)

એ ભણુ ખાચર કેશવદાસ ગઢવીને રસ્તામાં જ મળ્યા. ગઢવીને પૂછ્યું કે "ગઢવા, આમ ઉઘાડે માથે ક્યાં હાલ્યા ?"

કેસવદાસે દુહો કહ્યો,

જોગાહર ! જાચણુ તણી, ધાયું કાન ધરે,
કાઠી, કટક કરે, ભૂળવા ટીકર મારવે.

(હે જોગા ખાચરના પૌત્ર ભણુ ખાચર, અમારી, ચારણુની ફરીઆદ સાંભળીને ટીકર ગામને રોળી નાખજે.)

પછી કેસવદાસે આખી વાત કહી સંભળાવી. ભણુ ખાચર કહે કે "ટીકર મારવી એમાં શી મોટી વાત છે? આવો, કસુંબો લ્યો."

"ના બાપુ. ટીકર ન મરે ત્યાં સુધી માથે બાંધવાની કે કસુંબો લેવાની મારે બાધા છે."

"ગઢવા, મારે વચન છે કે પરમ દિવસે તાવડીમાંથી જેમ રોટલો ઉથલાવે તેમ ધરતીમાંથી ટીકર ઉથલાવી નાખું. લ્યો, હવે પીઓ કસુંબો."

કસુંબો લઇને બધા ચોટીલે ગયા. દૈવ ગતિથી તેજ રાત્રે ભણુ ખાચરને માથાનો દુખાવો ઉપડયો. શરીરે તાવ ચડયો. ત્રીજે દિવસે ટીકર તો આઘું રહ્યું, અને સ્વર્ગાપુરીના દરવાજા દેખાણા. પણ ભણુ ખાચરનો જીવ કેમેય ન જાય!

પડખે બેસીને એના દીકરાએ પૂછયું કે "બાપ, સતવાદીનેય મોત આવું વસમું કેમ ?"

"બાપ, એક કામ રહી ગયું. આ ચારણને વચન દીધું છે. ટીકર ભાંગવી હતી !"

"બાપુ, લ્યો, પાણી મકું છું કે તમારૂં તેરમું કરીને ચાદમે દા'ડે ટીકર ભાંગવી. બસ ?"

"બસ, બેટા."

"ત્યારે કરો સદ્‌ગતિ."

મૂળુ ખાચરના કારજમાં ચોટીલે ત્રણે પરજો ભેળી થઇ. અને બધાએ નક્કી કર્યું કે ચોટીલેથી પરબારા ટીકર ઉપર ડાટકવું.

એક ચારણે છાનામાના મૂળુ ખાચરના દીકરા પાસે જઇને કહ્યુ કે, "બાપ, વાંસેથી જગત વાતું કરશે."

"શી વાતું, દેવ ?"

"કે બાપને વચન આપતી વખતે તો એકલો જશ ખાટી ગયો, અને અંતે બાયલો ત્રણે પરજુંની મદદ લઇને ગયો !"

ચારણનાં વચન એને એક લાખ રૂપીઆનાં લાગ્યાં. એણે મહેમાનોને કહ્યું કે "હમણાં તો સહુ ઘરે પધારો. પછી ટીકર ભાંગવાનો દિવસ ઠરાવશું."

ત્રણે પરજ વીંખાઇ ગઈ. દીકરો એકલો પોતાનાં ઘોડાં લઇને જ ચડયો. ટીકર ભાંગ્યું, અને કેશવદાસને ઢાંકણીયું ગામ દીધું.

# લાખો કરપડો

(સમે માથે સુદામડા)

સંવત ૧૮૦૬ પહેલાં સુદામડામાં મામૈયો ખાચર* રાજ કરતા, ઉબરડામાં કલો ખાચર, સેજકપરમાં ભૂણ* ખાચર અને સાપરમાં લાખા ખાચર. ચારે સગા ભાઇઓ હતા. ગરાસના લોભી લાખા ખાચરે મામૈયા ખાચરનો પ્રાણ લેવા એક દિવસ સુદામડે મારા મોકલ્યા. મામૈયાના દરબારગઢના એક જાણભેદુને ફોડીને સાથે રાખેલો હતો.

અસલમાં કાઠીઓના ઓરડાની અંદર એક પછીતની પડખો-પડખ બીજી પછીત ચણાતી. વચ્ચે રહેલ પોલાણને પછી-તીયું કહેવાતું. મોયલી પછીતમાં નાનું એક બારણું રાખતા અને એ બધું ગુપ્ત રહે એટલા માટે આખી પછીતે ચાકળા, ચંદરવા, તોરણ અને વાસણની રૂપાળી માંડ માંડી દેતા. કાઠીઆણીને જેવું ઘર શણગારતાં આવડયું છે એવું બીજું કોણ શણગારી જાણ્યું છે ? એ ગાર કરે છે ત્યારે કોણ જાણે એના હાથમાંથી કેવા કેવા રંગ નીતરે છે ! એના ઓળીપામાં જે સુંવાળપ ઝળકી ઉઠે છે તે એની હથેળી-ઓની સુંવાળપ હશે ? કે હૈયાની ? ચંદરવાનું ઓઢણું ઓઢીને જાણે ચારે ભીંતો હસવી લાગે છે. પણ એ ભીંતોના અંતરમાં શું છે ? કાળું ઘોર પછીતીયું !

---

*જુઓ પાનું ૧૦૧

એવા એક ઓરડાની અંદર પચીસ વરસના જુવાન ભામૈયો ખાચર હીંગળા જેવા રાતા ચોળ ઢોલીઆ ઉપર પોઢયા હતા. પાસે બેઠી હતી તાજી પરણેલી રઢીઆળી કાઠીઆણી. કાઠીઆણી બોલી કે "મને આ ઓરડામાં કોઈ ત્રીજા માનવીનો પડછાયો લાગ્યો!"

હસીને દરબારે જવાબ દીધો કે "મુરખી થા મા. કો'ક સાંભળશે તો તને બીકણ કહેશે. આ ગઢમાં કોની મગદુર છે કે પગ દઈ શકે? ડેલીએ મારો સાવઝ—લાખો કરપડો ચોકી દ્યે છે."

કાઠીઆણી નરી ચાલી આવતી હતી. બહાદુરની દીકરી હતી. બીકણુ ગણાવાના ડરથી, મનનો વ્હેમ મનમાં જ દાટીને પતિની સોડમા એ પોઢી ગઈ.

બેલડી ભરનીંદરમાં પડી હતી તે વખતે પછીતીયામાંથી ત્રણ મારા નીકળ્યા, અને દરબારનું ગળું વાઢી ચાલતા થયા. થોડીવારે ભીનું ભીનું લાગવાથી કાઠીઆણી જાગી. જોયું ત્યાં તો પથારી લોહીથી તરબોળ! અને ધણી અમર ઉંઘમાં પોઢેલો! એણે ચીસ પાડી. ડેલીએથી લાખો કરપડો અને એના ચોકીદારો દોડયા આવ્યા. પણ ત્યાં તો મામલો પતી ગયેલો.

*　　*　　*　　*

સુદામડાની આખી રૈયત નીંભણી નદીને કાંઠે ભેળી થઈ. લખા કરપડાએ કહ્યું કે "ભાઇઓ! આપણા

ધણીનો મારનાર બીજો કોઈ નથી. પણ એનો જ ભાઇ લાખો. પણ હવે શું સુદામડાની ગાદી ઉપર એ હત્યારો આવીને રાજ કરે ? અને આપણે એને સલામો ભરશું ?

રૈયત કહે કે "ના".

"તો પછી આજથી સમે માથે સુદામડા. આજથી જેની પાસે જે જે ગામ ગરાસ કે ઘરબાર હોય તેના ધણી તમે પોતેજ. સુદામડામાં કોઇ રાજા જ નહીં. અને ખબરદાર ! લાખો ખાચર આવે, કે મોટો ચક્રવર્તી આવે, તેની સામે સહુએ સમશેર લેવાની છે."

ત્યારથી 'સમે માથે સુદામડા' થયું. પોતપોતાની જમીનના અધાટ હક્ક સહુને મળી ગયા.

અત્યારે પણ એમજ છે. દરબારો ઘણી ઘણી વાર અદાલતોમાં લડયા, પણ વસ્તીના હક્ક આબાદ રહ્યા છે.

* * * *

૧૮૧૧ની સાલ હતી. એક વખત લખો કરપડો પોતાનું પાળ લઇને નળકાંઠે ગયેલ. પાછળથી પીંડારાનું પાળ આવ્યું. લાખા કરપડાનો દીકરો જેઠસૂર કરપડો, અને બીજા પંદર–વીશ કાઠી રાજગઢના કોઠામાં બેઠા હતા, અને ત્યાં ચારણે વાત માંડી હતી. ત્યાં તો આથમણે ઝાંપેથી પાળ દાખલ થયું અને બુંગીઓ ઢોલ વાગ્યો.

ગામમાંથી તમામ મોટેરાઓ તો નળકાંઠે પાળમાં ગયેલા. ફક્ત માણસૂર *ખવડ ઘેરે હતા. માણસૂર ખવડનો

*ખવડો કરપડાના ભાણેજ હતા.

દીકરો ભોજો ખવડ પણ જેઠસૂર કરપડાની સાથે કોઠામાં બેઠો હતો. બે ઘોડી તૈયાર કરીને કોઠાની બારી હેઠે માણસૂર ખવડ આવ્યા, અને સાદ કર્યો કે "જેઠા, તું ને ભોજો ઉતરી પડો, લ્યો ઘોડાં, ભાગી છુટીએ."

બે ય જુવાન જીવને વ્હાલો કરીને ઉભા થઇ ગયા. ત્યાં તો ચારણે દુહો કહ્યો કે

સૂદલગઢ સૂનો કરે, (જો) જેઠો ભાગ્યો જાય,
(તો) એભલ ચાંપો આજ, લાજે લાખણશીઆઉત.

(હે લાખા કરપડાના દીકરા જેઠા ! જો સુદામડું મૂકીને તું આજ તારા બાપની ગેરહાજરીમાં નાસી જા, તો કાઠી કોમના વીર ચાંપરાજવાળા અને એભલવાળાના નામને પણ કલંક ચડે.)

દુહો સાંભળીને જેઠસૂરે કહ્યું કે "મામા, બસ, થઇ રહ્યું. હવે મારે પગે તો બેડી પડી ગઇ. તમને જીવ વ્હાલો છે, તો ભોજાને લઇને ભાગવા મંડો."

માણસૂર ખવડ ચારણને ગાળો દઇને ભોજાની સાથે ભાગી નીકળ્યો.

જેઠો રહ્યો, પણ કોઠા નીચે નથી ઉતરતો !

સેજકપરના ભાગદાર ચોળદાન ખવડે વાડીએ કોસ હાંકતાં હાંકતાં ગામમાંથી તરઘાયો ઢોલ સાંભળ્યો. બળદની

રાશ હેઠી મૂકીને પરબારી એણે ઢાલ તરવાર ઉપાડી. કોઠાની બારીએ આવીને સાદ કર્યો કે "જેઠા, સોનબાઇ માતાની કૂખની કીર્તિ કરતાં ય આજ જીવતર વ્હાલું થઇ પડયું કે ? આમ તો જો, આ તરવાર લઇને કોણ નીકળ્યું છે ?"

જેઠો જુએ ત્યાં તો એની માતા સોનબાઇ ! જગદંબા ઉઘાડે માથે ખડગ લઇને બજારમાં આવી ઉભી છે !

"માડી ! એ માડી ! મોડો મોડો, તો ય આવું છું હો !" કહીને જેઠો ઉતર્યો. બીજા પંદર વીસ કાઠીઓ ઉતર્યા. મોખરે ચાલી ભવાની-કાઠીઆણી આ.

મધચોકમાં મુકાબલો થયો. એક બાજુ પંદર વીસ કાઠી, ને બીજી બાજુ બસો પીંડારા ! પણ એક બાજુ વીર-જનેતા હતી ને બીજે પક્ષ પાપ હતું. પીંડારાના સાઠ માણસો કાઠીના ઝાટકા ખાઇને પડયા. ઠેઠ આથમણે ઝાંપે પીંડારાને નગડી ગયા. પણ ત્યાં તો જેઠસૂર અને વોળદાન, બેય જણા ઘામાં વેતરાઇ ગયા. જાણે મોતને પડકારો કર્યો હોય કે "જરાક ઉભું રહે, ઝાંપા વળોટવા દે !" એવી રીતે બેય જણા પાળને ઝાંપા બહાર કાઢયા પછી જ પડયા.

પીંઢારા ચાલ્યા ગયા. ગામ લૂંટાણું નહીં. પણ સોનબાઇની કાયા ઉપર પાંચ ઘા પડી ચુકયા હતા. જેઠો અને વોળદાન આઘે પડયા પડયા ડંકતા હતા. તે બેયનાં માથાં પોતાનાં ઢીંચણ ઉપર રાખીને માતાજી પવન નાખવા

મંડયાં. બેય જણાને જાણે જગદંબાના ખોળામાં મીઠી ઉંઘ આવી ગઇ હોય એવી રીતે ધીરેકથી પ્રાણ છુટી ગયા.

સોનબાઇએ વિચાર કર્યો કે "વાહ! એક પડખે દીકરો, ને બીજે પડખે ભાણેજ. સ્વર્ગાપુરનો આવો સથ વારો કે'દી મળશે?"

બેયને એમ ને એમ સૂતા રાખી, પોતાની આસપાસ ઝુંપી ખડકાવી સોનબાઇ જીવતાં બળી મુવાં. આજ આથ મણે ઝાંપે એ ત્રણેના પાળીઆ ઉભા છે.



# ફકીરો કરપડો

સુદામડા વાળા કનૈયા કુંવર જેવા મામૈયા ભાઈનું ખૂન થયું, તેવીજ રીતે ઉબરડા વાળા ભાઈ કલા ખાચરને પણ દારૂમાં કોઈએ ઝેર દીધું. રાજા નિર્વંશ ગયો

એની ચોકીદારી પણ કરપડા જ કરતા હતા. ફકીરા કરપડાની અવસ્થા પાકી હતી. એના હાથમાં હવે તો તરવાર ધ્રૂજતી હતી. પણ લાખો ખાચર કે મૂળુ ખાચર ઉબરડાનો ગરાસ ભોગવે, તે પહેલાં તો મારે મરી ખૂટવું, એવી એની પ્રતિજ્ઞા હતી. ભગડ ગામમાંથી ખાચરોનો એક દીકરો લાવીને એણે ઉબરડાની ગાદી પર બેસાડયો. એ દીકરાનું નામ વેળા ખાચર. એક દિવસ ફકીરો કરપડો ઘેર નહોતો. મૂળુ ખાચર અને લાખો ખાચર ઉબરડે આવ્યા. કરપડાના ઘરની બાઇ-ઓને હરણ કરી છોબારી ઉપાડી ગયા. પણ મૂળુ ખાચર પવિત્ર પુરૂષ હતા. બાઇઓને એણે બ્હેનો કરીને રાખી.

મૂળુ ખાચર નહોતા ત્યારે કરપડા ધ્રાંગધ્રા રાજ સાહેબની મદદ લઈને છોબારી આવ્યા. આવીને પોતાની બાઇઓને હાથ કરી. માણસો ફકીરાને કહે કે "મૂળુ ખાચરનાં ઘરનાંને લઈ જઈને સાટું વાળીએ."

ફકીરે જવાબ દીધો કે 'બાપ! વહુનાં આણાં હોય, પણ કાંઇ માનાં આણાં હોય? મૂળુ ખાચરનાં ઘરમાં છે તે તો આપણી મા કહેવાય"

બાઇઓને ઘેર પહોંચાડ્યા પછી ફકીરો કરપડો રાજ સાહેબનાં માણસોની સાથે ભટકતો હતો. મચ્છુ નદીને કિનારે કિનારે એ બધાં ચાલતાં હતા. ત્યાં તો સામે કાંઠે ખાચર ભાઈઓનું કટક ઉભેલું દેખ્યું. દેખીને ફકીરે પોતાનાં અને રાજસાહેબનાં તમામ માણસોને પાછાં વાળી દીધાં. 'બીજા બચે એટલા માટે હું એકલો આખા કટકને રોકીશ. મને મારવા બધા રોકાઈ જશે. હું હવે જીંદગી જીવી ચુકયો છું. મને મરવા દ્યો; તમે આપણા ધણીને સંભાળો." એમ કહીને એણે પોતાના વંશના જુવાનોને ઉભરકનો માર્ગ પકડાવ્યો અને પછી નદીને ઉભે કાંઠે કાંઠે ઘોડો દોડાવ્યો. વચ્ચે ઓરીઆનો બાંધેલ ઉંચો ધોરીઓ આવ્યો તે વટાવ્યો, પણ બીજે જ ઠબલે એક ભગદાળું આવ્યું. તેમાં પડતાં ઘોડાનો પગ ભાંગ્યો.

તરવાર કાઢીને ફકીરો એકલો ઉભો રહ્યા. સામે કાંઠેથી એ એકલવાયા સ્વામીભક્ત વીરને મૃળુ ખાચર ધીરી ધીરીને નિહાળી રહ્યા. ફકીરાની ધોળી ધોળી દાઢી મૂછ પવનના ઝપાટામાં ફરકતી હતી. એની તરવાર ઉપર આથમતા સૂરજનાં કિરણ રાસ રમતાં હતાં; અને એ પડકારતો હતો કે "હાલ્યા આવો, મળુ ખાચર, હાલ્યા આવો."

મળુ ખાચરે પોતાની ફોજને કહ્યું કે "ખબરદાર, એના ઉપર બંદુક છોડશો મા. ઉભા ઉભા એનાં દર્શન કરો. આવું ફરી કે'દી દેખવાના હતા! વાહ વીર! રંગ છે તારી જનેતાને."

પણ એવું દર્શન કરવા માટે લાખા ખાચરની પાસે આંખો નહોતી. એની નજરમાં તો ઉબરડાની કાળી કાળી રસાળી જમીન રમતી હતી. એણે પોતાના માણસને ઇશારો કર્યો. ગોળી છુટી. ફકીરો પડયો.

જખમમાંથી ખળળળ ખળળળ લોહીનો ધોરીઓ છુટયો, ફકીરાના શ્વાસ તુટવા મંડયા. પણ છેલ્લી ઘડીએ એ શું કરતો હતો? પોતાની પછેડીની ફાંટમાં ધરતીની ધુળ ભેગી કરતો હતો.

સામે કાંઠેથી સ્વર આવ્યો કે "એલા ફકીરા! મરતી વખતે ચાળો ઉપડયો કે શું?"

આ કાંઠેથી જવાબ ઉઠયો: "ના બાપ। આ તો મારા ધણીની ધરતીને મરતો મરતો ય બાંધી જાઉં છું. ત્યાં જઇને કહીશ કે મારા ધણી! મરતાં મરતાં યે તારી જમીન લીધી છે, દીધી નથી."

ફકીરાના રામ ઉડી ગયા. મૂળુ ખાચરે એના શબ પાસે બેસીને આંસુ પાડયાં: એણે પ્રતિજ્ઞા લીધી કે ઉબરડાની ચપટી માટી પણ મારે હવે ન ખપે!

લીધી પણ દીધી નહીં, ધણીયું વાળી ધરા,
ફકીરો કરપડા, ફતે આંગત ફકીરીઆ.

ફકીરા કરપડાની ખાંભી અત્યારે મચ્છુને કાંઠે મોજૂદ છે.

# વીસામણુ કરપડો

ધણીની ધરતી સાંચવતો સાચવતો ફકીરો કરપડો મચ્છુને કાંઠે મર્યો, પણ પોતાની નીમકહલાલીનું લોહી પોતાના વંશને વારસામાં દેતો ગયો. ફકીરાની ત્રીજી પેઢીએ ઉબરડામાં વીસામણુ કરપડો થયો, અને વેળા ખાચરની ત્રીજી પેઢીએ ભોજ ખાચર થયા. છ વરસના એકના એક વ્હાલા દીકરાનું કાંડું વૃદ્ધ વીસામણુને ભળાવીને ભોજના બાપ દેવ થઇ ગયા. ભોજની મા તો બહુ વ્હેલાં ગુજરી ગયેલાં. ભોજને સાંભરતું યે નહીં હોય કે માનું મોઢું કેવું હશે !

ભોજને એક કમરીબાઇ નામે બ્હેન હતાં, તે જામનગર બાજે દહીંસરા ગામના દરબાર સાદુલ ધાધલને ઘરમાં હતાં. લોકો કહેતાં કે " કમરીબાઈ તો વરૂડીનો અવતાર છે ! "

બાપુ ગુજર્યાના ખબર પડતાં કમરીબાઇએ સાદુલ ધાધલને કહ્યું કે "કાઠી, મારા બાપનું ગામતરૂં છે. અને મારા ભોજના મોઢામાં હજી દુધીઆ દાંત છે ! એને મારા પીત્રાઈ જીવતો નહીં રહેવા આપે. માટે હાલો, આપણે ઉબરડે જઇને રહીએ. "

પણ શાદુલ ધાધલ પોતાનો ગરાસ રઝળાવીને કાંઇ આવે ? કમરીબાઇ એકલાં ચાલી નીકળ્યાં. ઉબરડે આવીને ભોજને મોટો કરવા મંડયાં.

ત્યાં તો બ્હેનને પણ સ્વર્ગાપરનું તેડું આવ્યું. બ્હેન મરવા સૂતાં, પણ જીવ કેમેય જાય નહીં. આપા વીસામણે ઢાલીઆ પાસે બેસીને પૂછ્યું "બ્હેન! તું તો વરૂડીનો અવતાર! અને જીવ કેમ જાતો નથી ?"

બ્હેને જવાબ દીધો, 'કાકા! મારા ભોજનું શું થાશે ?"

"કાં મા! ભોજની ફીકર શેની! એની રખેવાળી કરનારા એના બે કાકા છે ને!"

"વીસામણ કાકા, ભોજ મરે તો ગરાસ કોને જાય ?"

"એના કાકાને."

"બસ! સમજ્યા બાપ ?"

"સમજ્યો બેટા! લે ત્યારે સાંભળ! ભોજ જે દી' મરશે, તે દી' સ્વર્ગાપરને મારગે ઉમરડાનો એકેએક કરપડો બે ડગલાં ભોજની મોઢા આગળ માંડશે. માટે મારા બાપ! તારા જીવને સદ્ગતિ કર!"

કમરીબાઈના પ્રાણ એટલું સાંભળીને છૂટી ગયા. પણ આ બધી વાતો ભોજ ખાચરના પિત્રાઇઓને કાને ગઇ. એ બધાને પગથી માથા સુધી ઝાળ થઇ. ભોજને ટુંકો જ કરવો" એવો મનસૂબો ઘડાયો.

બ્હેન ગઇ એટલે તો દરબારગઢ ઝાંખો પડી ગયો. વીસામણ ડોસાએ ઓરડામાં આવીને જોયું તો ઓખીપો

ભભડી ગયેલો, ચાકળા ચંદરવા વીંખાઇ ગયેલા, અને માંડનાં વાસણ કાળાં મસ:

"મારા બાળારાજાના ઓરડા આમ રઝળતા કેમ રખાય! ગઢની આબરૂના કાંકરા થઇ જાયને!" એમ વચાર કરીને એણે આઠ વરસના ભોજનો વીવા' કર્યો. ઓશાળ ગામની ચૌદ વરસની રંભા જેવી કાઠીઆણી આણી. જુવાન કાઠીઆણી પોતાના ઘરની માંડ છાંડ કરવામાં તલ્લીન બની ગઇ. ધણી કેવડો છે એ ધ્યાન કરવાનું ભાન એને રહ્યું નહીં.

એંશી એંશી વરસના બે કરપડાને આપા વીસામણે ડેલીએ ચોકી કરવા બેસાડયા. રોજ સવારે ગઢમાંથી છાડી આવીને લોટના બે છગભર્યા સુંડા ડેલીએ મૂકી જાય, ને બેય કરપડા એમાંથી આખો દિવસ સાધુ બ્રાહ્મણને છાલીયું છાલીયું લોટ આપે. ગઢમાં એક કૂતરૂં પણ બે બુઢ્ઢા કરપડાની રજા વગર પેસી ન શકે!

વીસામણ કરપડાને જીવો નામે એક દીકરો હતો. એ જીવો અને કરપડાના બીજા સત્તર તેવતેવડ જુવાનો સવાર પડે ત્યારથી ભોજભાઇને વીંટી લ્યે, તે રાતે સૂવા ટાણે નોખા પડે.

પિત્રાઇઓને તો હજાર વાતે પણ વેર કરવું હતું. એનાનાં ઘોડાં લઇને ભોજની સીમ એ ભેળવા મંડયા. એટલે એક દિવસ વીસામણ કરપડે બધાં ઘોડાં બાંધી દીધાં.

પિત્રાઇઓએ ધ્રાંગધ્રાના રાજ સાહેબ પાસે જઇને લાલચ દીધી કે "જો ભોજને ઠેકાણે કરો, તો અમારો અરધ ગરાસ તમને આપીએ."

રાજસાહેબ મનુભા વીસામણ કરપડાને 'વીસામણ કાકા' કહી બોલાવતા. મોરબી અને ધ્રાંગધ્રા વચ્ચે મીઠાના અગર માટે જ્યારે તકરાર પડી હતી ત્યારે રાજસાહેબને જો કોઇએ જીતાવ્યા હોય તો તે વીસામણ કાકાએ. વીસામણ કાકા કરપડાઓનાં માથાં લઇને રાજસાહેબની વ્હારે ગયેલા.

રાજસાહેબે વીસામણ કાકાને ધ્રાંગધ્રે તેડાવી લીધા. કાકાની ઘોડીને ગઢની માંહલી ઘોડારમાં બંધાવી દીધી. ડેલીની મેડી ઉપર જ કાકને સીસમનો ઢોલીઓ ઢળાવી દીધો. પોતાની થાળીમાં જ કાકાને જમાડવા મંડયા. કોઇ રાજાના જેવી કાકાની ચાકરી થવા લાગી. પણ કાકાને ક્યાંય રેઢા ન મૂકે. કાકા કેદી બન્યા.

બીજી તરફથી રાજસાહેબે ત્રણસો બંદુકદારોને તૈયાર કરી એક દિવસ સોપો પડયે ઉગરડામાં પેસાડી દીના. બંદુકદારો ભોજના પિત્રાઇની ડેલીમાં સંતાઇ ગયા.

સવાર પડયું. ખળાવાડમાં તલનાં ઓથડાં ખંખેરવાનાં હતાં તેથી ભોજ બાપુને પોલ ખળાવાડે પધારવાનું કહ્યું ગયો. અઢાર જુવાનજોદ્ધા કરપડાની વચ્ચે વીંટાઇને ભોજ ખળાવાડે ગયો. ગામ ખાલી થયું. દૈવને કરવું હશે તે સવારે વ્હેલો એક બાવો ભોજના પિત્રાઇઓની ડેલીએ ભીટ

માગવા ગયો. ત્યાં એણે દાઢીવાળા ત્રણસો બંદુકદાર દેખ્યા. ખળાવાડે જઇને બાતમી દીધી.

જીવો ફરરડો આખી રમત કળી ગયો. ભોજ ખાચરના માગણીયાત ખોડા રાસળીઆને બોલાવ્યો. બે ઘોડાં મગાવ્યાં રાસળીઆને કહ્યું કે " ભોજભાઇને તાબડતોબ ગોસળ પહોંચાડી એના સાસરાને સોંપી આવ. જોજે હો, તારો ધણી છે. "

ખોડો ભોજ બાપુને લઇ ગોસળ ચાલ્યો ગોસળ સાચલાનું ગામ હતું.

પોતાના સત્તરે ભેરૂબંધોને ખબરદાર કરીને જીવો પાછલી બારીએથી પોતાને ફળીએ આવ્યો. પોતાના ફળી અને ભોજખાચરના ફળી વચ્ચે એક બારી હતી તેમાં થઇને ભોજભાઇની ડેલીએ આવ્યો. આવીને એંશી વરસના બેય કરપડાના કાનમાં વાત કહી કે " ત્રણસો બરકંદાજ આવી પહોંચ્યા છે. ભોજભાઇને તો ગોસળ ભેળા કર્યા; પણ આઇનું શું થશે ? આઇને મારે ઓરડે જઇને ગોસળ મોકલાવી દઉં ? ભલે પછી એ કમજાતો આવીને ગઢના ગાભા વીંખવા હોય તો વીંખી જાય."

બેય બુઢ્ઢાઓએ ધોળાં ધોળાં માથાં ધુણાવ્યાં. બેય જણા બોલ્યા કે " નારે બાપ ! બાપડી આઇએ આટઆટલી મહેનતે ઓરડા શણગાર્યા એ કાંઇ રેઢા મેલાય ? આઇ બાપડી આંસુડા પાડી પાડીને આંધી જ થઇ જાય ને ! "

"પણ હું કહું છું ન! આઇને હું લઇ જાઉં છું."

તરવાર ખેંચીને લાલચોળ આંખ કરી એંસી વરસના એ ડોસા બોલ્યા, "જીત્રા, અમને અહીં તેં નથી બેસાડ્યા; મારે બાપે બેસાડ્યા છે. એ આવશે ને કહેશે તો ઉઠશું. બાકી તો આંહીજ મરશું. ગઢમાંથી એક માટલું પણ બીજે ક્યાંય નહીં ફેરવવા દઇએ. એંશી વરશે શું દાઢીમાં ધુળ ઘાલશું ? "

જીવો ચાલ્યો ગયો. હવે ધીંગાણા વિના બીજો ઉપાય ન રહ્યા. અઢારે જણા વરરાજા બનીને ઉઘાડી તરવારે ગામમાં ચાલ્યા. મોખરે જીવો ચાલતો હતો. ત્યાં તો સત્તર જણામાંથી એક સાવઝ જેવો જુવાન દોડીને મોઢા આગળ થયો. જીવો કહે "કેમ ભાઈ?"

"કેમ શું વળી? તું મોટો, ને હું શું નાનો છું? પહેલી ગોળી તો હું ઝીલીશ."

ત્યાં તો ધડીંગ! ધડીંગ! ધડીંગ! કરતી ત્રણસો ગોળીઓ સામેથી છુટી. પણ રામ રાખે એને કોણ ચાખે? અઢાર જણમાંથી એક લાખાને પગે જ જખમ થયો. એક ગાય અને એક પનીઆરી ઘવાણાં બાકીના સત્તરે મરદોએ એ ધૂમાડાના ગોટેગોટની અંદર ઉઘાડી તરવારે દોટ મૂકી. ત્રણસે બરકંદાજોને ડેલીમાં દાબી દીધા. ફરીવાર બંદુકો ભરાય ત્યાં તો અઢાર તરવારો જેમ પાકલ શેરડી વાઢે તેમ ત્રણસો જણાની કાયાને વાઢવા મંડી. ડેલીમાં એક સીદી ને જીવો કરપડો મરાણા, ને ડેલી બહાર લાખો એક

સિપાઈને પછાડી માથે ચઢી બેઠો. દુશ્મનોનો સોથ વળી ગયો. બચ્યા તે ભાગી છુટયા.

ઘવાયેલો વાઘ જેમ વકરી જાય, તેમ લાખો પણ ઝનૂને ચડયો. એ દોડયો દુશ્મનોના ઓરડા ઉપર. ઓરડાની ઓસરીમાં દુશ્મનોના બે છોકરાં કીનખાપનાં ઘોડીઆમાં સૂતાં હતાં. બીજાં સાદાં, મેલાં ઘોડીઆમાં દાસીઓનાં બે છોકરાં સૂતેલાં. લાખાની ત્રાડ સાંભળીને કાઠીઆણીઓ તો ઓરડામાં ભરાઈ ગઇ. પણ રંગ છે દાસીઓને! એણે તરત જ પોતાના છોકરાઓને કીનખાપનાં ઘોડીઆમાં સુવાડી દીધા, અને દરબારના કુંવરોને પોતાના છોકરાની જગ્યાએ સુવાડયા.

કાળભૈરવ જેવો લાખો ત્યાં પહોંચ્યો. જઇને કીનખાપના ઘોડીઆમાં પોઢેલા બાળકોને છેદી નાખ્યાં. કાઠીઆણીઓ અને દાસીઓની રડારોળ થઇ રહી. એ કાળી કીકીઆરી સાંભળીને જીવો કરપડો દોડતો આવ્યો. છોકરાંને હણાએલ જોઇને જીવાએ કહ્યું, "ધિક્ક લાખા! લોહીનો આટલો બધો તરસ્યો! આ આપણાં માયું નથી? એનાં છોકરાં આપણાં કાંઇ નહીં? આ તેં કોને મારી નાખ્યા? ભાગી જા પાપીઆ!"

લાખાને બહાર કાઢયો. ત્યાં સુધી દાસીઓએ આંસુ રોકી રાખ્યાં હતાં. પછી ન રહેવાયું. પોતાનાં બે ગભુડાંને મરેલાં ભાળીને એણે છાનું રોઈ લીધું.

જીવો કહે કે "રંગ છે તમને! તમે જ સાચી ક્ષત્રી-જનેતા, બ્હેનો, હવે ફડકો રાખશો મા. હું ઉભો છું."

એ જ વખતે વેલડાં જોડાવીને જીવાએ એ બધી બાઈઓને બગડ મોકલાવી દીધી. ત્યાર પછી આ વંશ બગડમાં જ ચાલ્યો છે. પાછા કદી એ ઉબરડે આવ્યા જ નથી.

ધ્રાંગધ્રાના બરકંદાજો ભાગી નીકળ્યા પછી કરપડાઓને બ્હીક લાગી કે હમણાં ધ્રાંગધ્રાની તોપો આવી પહોંચશે. તેથી ઉબરડું છોડી અઢારે જણા ગોસળ ચાલ્યા ગયા.

હવે જે રાત્રે ધ્રાંગધ્રાના બરકંદાજો ઉબરડામાં દાખલ થયા તે રાત્રે ધ્રાંગધ્રામાં શું બન્યું? ડેલીને માથે મેડી ઉપર મખમલના ગાદલામાં વીસામણ કરપડો સૂતેલ છે. પણ એને ઉંઘ આવતી નથી. એના મનમાં અ ફૂરડા આફૂરડા થડકારા થવા લાગ્યા. મનમાં થયું કે અત્યારે ને અત્યારે ચડી નીકળું.

પણ એની ઘોડી ક્યાં? દરવજે જીવા જમાદારની ચોકી હતી. જીવાને એણે કહ્યું કે "ભાઈ, મારી ઘોડી લાવો."

"વીસામણ કાકા, હવે રામ રામ કરો."

"કાં બાપ?"

"ઘોડી યે મળે નહીં, ને તમારાથી યે નીકળાય નહીં. મારો રોટલો તુટે, મારા હાથમાં બેડી પડે."

વીસામણ કરપડાએ જીવાને મોઢેથી બધી વાત જાણી. અત્યાર લગીમાં તો ઉમરડાનો બાળ-ધણી જમદ્દારે પહોં·

ગ્યો હશે એવી ગણતરી એણે કરી લીધી. બુઢ્ઢાની આંખમાં જળજળીઆં આવ્યાં. કપાળમાં મોતની કરચલી પડી ગઇ.

"એ જીવા! એ બાપ! કેમે ય કરીને જાવા દે? મારૂં જીવ્યું ધુળ થઇ જાય છે."

"બને જ નહીં."

ડોસો કરગરવા લાગ્યો. એના હૈયામાંથી નીમકહલાલી રોતી હતી. જીવાએ નીમકહલાલી અનુભવી હતી ડોસાના કાલાવાલાએ એની છાતી પણ પીગળાવી. પોતાના ભાણેજને બોલાવી એણે પોતાનો ઘોડો મગાવ્યો. વીસામણ કરપડાને ઘોડે બેસાડી, લગામ ભાણેજના હાથમાં સોંપી. જ્યાં સવાર પડે ત્યાં કરપડાને નીચે ઉતારી તાબડતોબ પાછા આવવાની ભાણેજને ભલામણ કરી.

"કાકા, જોજો હો, મારાં છોકરાં ન રઝળાવતા"

"હો બાપ!"

વીસામણ કરપડો ચાલ્યો. સવાર પડ્યું એટલે ડોસાને હેઠે ઉતારીને ઘોડો પાછો વળી નીકળ્યો. પણ હજુ તો ઉબરડું ક્યાંય આઘું રહ્યું. એંશી વરસનો ડોસો આજ આફતના ખબર સાંભળીને જ અર્ધો તો મરી ગયો છે. ફડકો પડવાથી એની કેડ ભાંગી ગઇ છે. વળી અંગ ઉપર ભાલું, તરવાર અને અફીણના ખડીઆનો ભાર છે. ડોસો

હાલતો જાય છે, નિસાસા નાખતો જાય છે, ને ઘડી ઘડી પોરો ખાતો જાય છે.

વચમાં સુંદરી ગામ આવ્યું. સુંદરીમાં પોતાનો ઓળખીતો એક ચારણ રહેતો હતો. ચારણને એણે ખૂબ ખવરાવેલું. ત્યાં એ ઘોડું માગવા ગયો. ચારણે ઘોડું તો ન દીધું, પણ ઉલટો જાકારો દીધો. દુઃખી કાઠી ચાલી નીકળ્યો.

રસ્તામાં એક વાણીઓ ને એક ગરાસીઓ મળ્યા. વાણીઆની રાંગમાં ગરાસીઆની ઘોડી રમતી આવતી હતી. ગરાસીઆએ કહ્યું.

" અરે વીસામણ કાકા, આમ પગપાળા ક્યાં ? "

"બાપ, ઘોડી મને પાડીને ભાગી ગઇ. મને વાગ્યું છે. ચલાતું નથી. સામે ગામ પહોંચાય તો ઘોડું લઇ લઉં ! "

ઘોડી ગરાસીઆની હતી. ગરાસીઆ કહે "શેઠ ઉતરો. કાકાને સામે ગામ પહોંચાડવા પડશે. "

ઘોડી ઉપર રાંગ વાળીને વીસામણે ઘોડીના ડેબામાં એડી મારી. ઘોડી ચાલી નીકળી. રજપૂતનું મ્હોં ફાટયું રહ્યું. એ બોલ્યો કે "કાકા, દગો ? "

ચાલતી ઘોડીએ ડોસો કહેતો ગયો કે "બા, ફિકર કરશો મા. કાલ સવારે તમારી ઘોડી પાછી પહોંચાડીશ. આજ તો દગો કહો તો દગો ! "

એમ કહીને વીસામણ કરપડે ઘોડીને વ્હેતી મૂકી. બપોરે ઉબરડે આવ્યો. બધા સમાચાર લઇને ગોસળ ગયો. ત્યાંથી અઢારે જુવાનોને લઇ ગીરમાં ગયો. ત્યાંથી જેતપુર દરબાર મૂળુવાળાની મદદથી ધ્રાંગધ્રા સામે બહારવટું માંડયું.

*    *    *    *

કરપડાના બ્હારવટાએ ધ્રાંગધ્રાને ડોલાવી નાખ્યું. આખરે જીવા જમાદારે વિચાર કર્યો, કે "આ પાપ મારે માથે છે. મેં એને જીવતો જાવા દીધો ત્યારે આમ બન્યું ને! એની વાંસે મારે જ મરવું જોઇએ."

જીવો જમાદાર ઘોડે ચડયો. રાજ સાહેબે ઘણો સમજાવ્યો. પણ જીવો માન્યો નહીં. પોતાની ફોજ સાથે એ ઉબરડે જઇ રાત રહ્યા. સવારમાં મુકામ ઉપડયો ત્યારે ગાયોનું ધણ પહર ચરીને ગામમાં દાખલ થતું હતું. ગાયોની ધમાધમીને લીધે ઘોડેસ્વારોના ઘોડા થંભી રહ્યા. ગાયો ઘોડાંને શીંગડે મારવા મંડી. એટલે સ્વારો ભાલાં લઇને ગાયોને મારવા લાગ્યા. ગોવાળની આંખમાં આ નિર્દયતા જોઇને લોહી વરસ્યું. એ બોલ્યો કે

" ગાયનાં શીંગ નથી ખમાતાં તો કરપડાનાં ભાલાં શે' ખમાશે ? આ પડયા તમારા કાકાઓ—આ સીમાડાની તળાવડીએ. જાઓને મરદ હો તો! "

ગોવાળને ખૂબ માર મારીને ફોજ તળાવડી તરફ ચાલી નીકળી. સતે માવઠું થયેલું, એટલે બહારવટીયાના

આગડ તો ચોખા હતા. તળાવડીએથી એ ટુકડી નીકળી ગઈ હતી. નીકળીને સુદામડાને પડખે ભમરના ડુંગરમાં આશરો લઈ લીધો હતો.

એ ડુંગરમાં એક ઉંડું નેરૂં છે. ઉપરવાસ થઈને એ નેરામાં દાખલ થવાય છે. બીજો રસ્તો નથી. બેય કાંઠે ભયંકર ઉંચી ભેખડો ઉભી છે. નિરાધાર બહારવટીઆઓને આશરો લેવા માટે જ જાણે કુદરત માતાએ આ જગ્યા બનાવી હશે !

સતર જણા એ નેરામાં બેસી ગયા. અઢારમો લાખો કરપડો નેરાને કાંઠે એક ધાર ઉપર ચાડીકો બનીને બેઠો. ત્યાં તો આઘેથી ધ્રાંગધ્રાની ગીસ્તની ખેપટ ઉડતી દેખાણી. લાખાને એકલા લડીને જશ લેવો હતો તેથી પોતાના સાથીને એણે કહ્યું કે "જા, નેરામાં જઈને હોકો ભરી આવ."

ગીસ્ત આવી તેને લાખાએ કાંઠે જ થંભાવી દીધી. જીવો જમાદાર એકલો અંદર ઉતર્યો. હાથમાં ભરેલી બંદુક હતી. જીવો કરપડો ઘોડી પર ચડીને હેઠવાશ ભાગવા મંડ્યો અને કહેવા લાગ્યો કે " જીવા જમાદાર, તેં મારા બાપને તે દી' બચાવ્યો છે. આજ કાં એ ગણુ ભુલાવછ ? શું મોઢું લઈને હું તારા ઉપર ઘા કરૂં !"

જીવા જમાદારે પડકારો કર્યો કે "જીવા, જે કાળે જે ધરમ ! હવે ભાગ મા; તારી ઘોડીનો આભ નીકળી પડશે."

"તારી પાસે ભરી બંદુક છે એટલે ડરાવતો હોઇશ, કાં ?"

"આ લે બંદુક" કહી જીવા જમાદારે બંદુક ફેંકી દીધી. બેય જીવા બરછીએ આવ્યા. કરપડાનો ઘા બરાબર જીવા જમાદારના પેટમાં વાગ્યો. ઘોડી ઉપરથી એ લથડ્યો. પણ એક પગ પેગડામાં ભરાઇ રહ્યો. ઘોડી આંટા ફરવા મંડી. જમાદાર ઢસડાણો. કરપડે નીચે ઉતરીને જમાદારને છુટો કર્યો ત્યારે જમાદાર બોલ્યો કે "જીવા, હું સૈયદ છું. મારી કાયા ઢસડાણી તેમ તારૂં બહારવટું યે ઢસડાશે. હું તો મરૂં છું; પણ ભાઈ, મારો છોકરો હાલ્યો આવે છે. એને બચાવજે. તારા બાપને બદલે મારો દીકરો દેજે".

જીવો જમાદાર મરી ગયો. એના દીકરાને કરપડા અડક્યા નહીં. જીવાની દફનક્રિયા કરીને કરપડા ગીરમાં ઉતરી ગયા.

આખરે જેતપૂરના મુળુવાળાએ રાજસાહેબ સાથે વિષ્ટિ કરીને કરપડાઓનું બહારવટું પાર પડાવ્યું. કરપડાને એક સો સાંતીની જમીન મળી અને ભોજ ખાચરને પણ એનો ગરાસ પાછો સોંપાણો. અત્યારે કરપડા પોતાની જમીન ખાય છે. પણ ભોજ ખાચર બીજી પેઢીએ નિર્વંશ ગયા, એટલે ધ્રાંગધ્રાએ ઉબરડાનો ગરાસ લઇ લીધો છે.

---

# જેઠો વડદર

વાળાકમાં જેતપૂર પરગણાની અંદર વાવડી ગામે જેઠો વડદર નામનો એક કાઠી રહેતો હતો. ધીંગાણાં કરવા એ એકલે પંડે જ નીકળતો. કોઇ બીજાની સાથે નહોતો ચડતો. પંખણી જેવી એક ઘોડી રાખતો. ઘોડી એનો પ્રાણ હતી.

એક દિવસ જેઠો મુસાફરી કરતો કરતો હોકાને દેવતા માંડવા લાઠી પાસેના એક ગામડામાં ગયો. ચોરે કણબી બેઠેલા, તેઓએ કહ્યું કે "આગળ હાલ્યા જાઓ, આપા! તમારા નાતીલાનું ખોરડું આગે છે ત્યાં હાલ્યા જાઓ."

નાતીલો વંડરો કાઢાં હતો. જેઠો ત્યાં જઇને જુએ તો કાઠીઆણી ફળીમાં બેઠી બેઠી અકેકેક મહિનાની બે વાછડીને છાશ પાતી હતી. પાતા પાતાં, બાઇની આંખમાંથી પાણી ચાલ્યાં જતાં હતાં, ને પારેવડી જેવી બે વાછડી પોકાર હતી.

જેઠો બેઠો. કાઠીઆણીને બ્હેન કહીને બોલાવી: "બ્હેન, શીદ આંસુ પાડછ, બાપ?"

બ્હેન બોલી, "ભાઇ, વળાની વા'ર આવીને ગામનો માલ વાળી ગઇ. સાથે મારી બે ગાવડીયું પણ ગઇ. આ એક મહિનાનાં એનાં બચલાં હવે ઝુરી ઝુરીને મરશે, એ દુઃખે રોવું આવે છે."

ત્યાં તો રોટલાનું ટાણું થયું. કાઠીએ મહેમાનને કહ્યું કે "ઊઠો આપા, રોટલા ખાવા."

જેઠાએ ઘોડીનો તંગ ખેંચતાં ખેંચતાં કહ્યું કે "આને મેં બ્હેન કહી છે. હવે તો એની ગાવડીયું લઈને આવીશ ત્યારે રોટલા જમીશ."

એમ કહીને કાઠી ભૂખ્યો ને તરસ્યો ચાલી નીકળ્યો, વાને વેગે વળે આવ્યો. વળામાં લાખો ગોવાળીઓ અને કાંથડ ગોવાળીઓ નામના બે કાઠી રાજની નોકરી કરતા હતા. લાખા ગોવાળીઆને ફળીએ ઘોડી બાંધીને જેઠો દરબારમાં ગયો. ત્યાં લાખો ને કાંથડ ડાયરા વચ્ચે બેઠા હતા. બીજા કોઈને ન ઓળખનાર જેઠાએ ગોવાળીઆઓને રામરામ કર્યા.

લાખો ગોવાળીઓ બોલ્યો, "રામ, ભાઈ જેઠા, રામ! દરબારને રામરામ કર."

"દરબારને ય રામ રામ" એમ બોલીને જેઠે બેપરવાઈથી ઊંચો હાથ કર્યો. એને વળી દરબાર શું? સહુ દરબાર!

જેઠાએ કાઠીની બે ગાયોની વાત કહી કહ્યું કે "મોરલા જેવી એની વાછડીયું ધાકું નાખે છે; અને બાઈ બાપડી ચોધાર પાણીડાં પાડે છે."

"તે એમાં તું શેના જશ લેવા આવ્યો છો, જેઠા?" કાંથડ ગોવાળીએ મેણું માર્યું. કાંથડ ફાટલ મિજાજનો હતો.

" જશ તો પહેલો તમને મળશે, કાંથડ! જરા વિચાર કરો કે કાગડો કાગડાની માટી ખાય નહીં."

કાંથડ બોલ્યો. "જેઠા, તું તારે કરનો હો તે કર. પારકી વાતુંમાં શું કામ પડછ?"

"મેં એને બ્હેન કીધી છે."

"બધી ય બ્હેનો! સમજ્યા જેવી!"

બધીય બ્હેનો! સમજ્યા જેવી! એ વેણ જેઠાના કાળજામાં બરછી જેવું ખુતી ગયું. એ પાછો ફર્યો. ઘોડી છોટી. રાંગ વાળી. ડાયરો બેઠેલો ત્યાં આવ્યો. સેરી સામે ઉભા રહીને હાકલ કરી કે "દાદા! કાંથડ! મારા મોઢામાં ઉપવાસ છે. ગાવડીઉં પહોંચાડું ત્યારેજ અન્ન જળ લઉં હવે તો તું દેવા આવીશ ત્યારેજ લઈશ. હવે વળની સીમ સંભાળવા વહેલા આવજો."

ઉપવાસી કાઠી ચાલી નીકળ્યો. પાછળ વળાના બસો ઘોડેસ્વારની વાર ચડી. જેઠાની ઘોડી તરવર તરવર કરતી ખૂબ છેટું રાખતી આવે છે. છેટે જઈને ઘોડીને ઝોંચ ખવરાવીને જેઠો બરાબર ગોવાળીઆની ફોજને પડખે ચડે છે, પાછળના એકેક સ્વારને બરછી મારીને પાડે છે, અને પાછો તેતરની જેમ ઝડપ કરીને ઘોડી છેટું પાડી દે છે. એવી રીતે એણે પાંચ જણાના પ્રાણ લીધા. પણ એને કોઈ છોઈફાડ ઘા પણ કરી શક્યું નહીં.

પછી એણે ઘોડીને આડી લીધી. લાખાને હાકલ કરી કે "તારૂં લાખણકું સંભાળવા આવજે."

જેઠો લાખણકે પહોંચ્યો. એકાદ ખેડુને બરછી મારી નાખી સીમનાં સાંતી બંધ કરાવ્યાં. થાકેલી ઘોડીને ગામથી આઘે એક ધાર ઉપર લઈ ગયો. પલાણ ઉતારીને પછેડીથી ઘોડીને પવન નાંખવા મંડયો. એને ખાત્રી હતી કે લાખો હમણાં ગાયો લાવશે."

ગાયો લઈને લાખો આવ્યો. ગાયો જેઠાને સોંપી દીધી. ગાયો લઈને જેઠે રાત્રે બ્હેનને ઘેર જઈ વાળુ કર્યું.



# ચોમલો ચાવડો

---

ભડલીમાં ઓઘડ ખાચરનું રાજ હતું. ઓઘડ ખાચરની નોકરીમાં રઘો ચાવડો નામનો કાઠી પોતાના પચાસ ઘોડેસ્વારો લઇને રહ્યો હતો.

છરીએ રાઘો ચાવડો, કટારીએ અમરેશ;
વણુ થોથે પેથલ રહ્યો, દશે જાણે દેશ.

અમરસિંહજી રાણા જેમ કટારી વાપરી જાણતા હતા. પૃથ્વીરાજ ચૌહાણને જેમ ધનુષ્ય બાણ ફાવી ગયાં હતાં. તેમ રાઘા ચાવડાનો હાથ પણ છરી વાપરવામાં જામી ગયો હતો.

એક દિવસ રાઘો ચાવડો પોતાના માણસોને લઇને ફેરે નીકળ્યો હતો. ભાવનગરથી થોડે આઘે મુકામ કરીને એણે પોતાના દીકરા ચોમલા ચાવડાને અને બીજા કે જણાને મીઠાઇ લેવા ગામમાં મોકલ્યા.

આંબા ચોકમાં કંદોઇની એક દુકાને ઉભો ઉભો ચોમલો મુખડું જોખાવે છે, અને સામી હારની એક કાપડની દુકાનમાં બેઠો બેઠો કોઇ એક અમીર કાપડ દેતરાવે છે. ચોમલાએ કંદોઇને પૂછ્યું કે " આ કોણ છે? "

કંદોઈ કહે " એ જેઠો વડદર, મહારાજ વજેસંગજીનો જમણો હાથ. "

જેઠો વડદર! ચોમલાને ખબર હતી કે જેઠો વડદર કોણ!

ત્યાં તો વળી કંદોઇએ દુહો લલકાર્યો:—

જમ વડદર જેઠા તણા ઘટ કોઇ લાગ્યા ઘા,
આળ્યો ભવ બાપા, રાઘડો ઠુંઠો રહ્યો.

"એ ભાઈ! લાઠીના ધીંગાણામાં ઓલ્યા રાક્ષસ જેવા રાઘા ચાવડાનું કાંડું પાડીને જન્મારાભરનો ઠુંઠો કરી મૂકનાર એ જેઠો વડદર!"

પોતાના બાપનું કાંડું પાડનારને ચોમલે નજરોનજર જોયો. અત્યાર સુધી ચોમલો એટલો નમાલો હતો કે બાપ એને બોલાવતો નહીં. એની સામે જોતો નહીં. ચોમલાએ જાણ્યું કે લાગ આવ્યો છે. સૂખડું પડતું મૂકીને એ સામી દુકાને પહોંચ્યો, ને કહ્યું: "જેઠા, માટી થા!"

જેઠો જ્યાં ઉંચું જોવા જાય ત્યાં તો ચોમલે તરવાર ઉઠાડી. જેઠો પડ્યો, બજારમાં હાહાકાર થઇ ગયો. વાણીઆઓએ દુકાનનાં બારણાં બીડવા માંડયાં. ચોમલો લોહીઆળી તલવાર લઇને ઉભી બજારે ભાગ્યો. દુકાન ઉપર ઉભા ઉભા વાણીઆ પોકાર કરવા માંડયા કે "પકડો! પકડો! ખૂન! ખૂન!"

ચોમલો દરબારગઢની અંદર સડેડાટ કરતો ચાલ્યો ગયો. સામેની મેડીમાં જ નાનીમા રાણી બેઠેલાં. દોડીને

ચોમલે હાંફતે શ્વાસે નાનીબાના ખોળા આગળ તરવાર ધરી દીધી.

નાનીબા તો જોઇ રહ્યાં કે આ શું કૌતુક ! સોળ વરસનો છોકરો ! મૂછનો દોરો હજી ફુટ્યો નથી ! કાલે જ માનું ધાવણ મૂક્યું હોય એવું રૂડું મોઢું ! અને આ લોહી ! પૂછ્યું કે "એલા છોકરા, કોણ છો ?"

હાંફતી છાતીએ ચોમલો બોલ્યો કે "હું ચોમલો–રાઘો ચાવડો મારો બાપ–જેઠા વડદરને મેં માર્યો–બાપનું વેર લીધું–તમારે ચરણે માથું !"

ત્યાં તો જેઠા વડદરના એકસો મકરાણી અલી ! અલી ! કરતા આવી પહોંચ્યા. મહારાજા વખતસંગજી નીચે ઉતર્યા. મહારાજા રાણીને કહે કે "ચોરને સોંપી દ્યો."

રાણી કહે "હવે બસ ! એ તો મારે શરણે આવ્યો છે. વળી એણે તો એના બાપનુ વેર લીધું છે. એમાં ચોર શેનો ?"

પોતાની જમણી ભુજા જેવા જેસાને ખોઈ બેસનાર મહારાજાએ એજ વખતે ચોમલાને માથે ભારે કિંમતનું શેલું બંધાવ્યું અને ભાવનગરના સીમાડા સુધી એને સાચવીને પહોંચતો કર્યો.

ત્યારથી ચોમલા ઉપર રાધાને પ્રીતિ ઉપજી.

* * * *

ચાવડાઓને અને હીપા કાઠીઓને ભડલીમાં અણબનાવ ચાલ્યો આવતો હતો. હીપા પણ ઓઘડ ખાચરના નોકરો હતા. બે ય વચ્ચે ધીંગાણું થયું. ચોમલો ચાવડો ભાવનગર જઇને વજેસીંગજી મહારાજની નોકરીમાં રહ્યો. મહારાજે એને તુરખા ગામ જીવાઇમાં આપ્યું. આખા પ્રદેશમાં ચારે તરફ ચોમલાનો એવો પ્રતાપ બેસી ગયો કે ભાવનગરને દરવાજે ચોમલાની એંધાણી તરીકે જારનાં રાડાંનો એક ભારો રહેતો, તેમાંથી એક એક રાડું લઇને જે કોઇ માણસ મુસાફરી કરે તેને કોઇ લૂંટે નહીં, ઠેઠ ઠાપલી યે ન કરે.

ધીમે ધીમે ઓઘડ ખાચર ઉપર ભાવનગરની ભીંસ આવવા લાગી. ઓઘડ ખાચરને એમ પણ બીક હતી કે ચાવડાઓ મને ગરાસ ખાવા નહીં આપે. મેં કાઢી મૂકયા છે એનું બરાબર વેર વાળશે. એટલે એણે ચોથ ભાગની સરતે ભડલી ગામ ભાવનગરને કાયમ ખાતે માંડી આપ્યું. એ બદલ એને થોડા રોકડા રૂપીઆ મળ્યા

ચોમલો ચાવડો ગામ ગએલો. આવીને એ દરબારની કચેરીમાં ગયો. ત્યાં તો મહારાજે મૂછે હાથ નાખીને વાત કરી કે "ચોમલા, તારા દરબારે તો ભડલી માંડી આપ્યું. જો આ દસ્તાવેજ."

"એમ ? વાહ ઠીક થયું. જોઉં દસ્તાવેજ ?"

"તું અક્ષણ શું વાંચીશ ?"

"વાંચવો નથી. હું તો ઉલટો એમાં મારી સાક્ષી તરીકે ભાલાની એંધાણી કરવા માગુ છું. હું એનો અમીર હતો.

કોઇક દિવસ ઓઘડ ખાચર તકરાર લ્યે તો મારી સાક્ષી કામ આવે ને!"

મહારાજાએ દસ્તાવેજ દીધો. ચરડ, ચરડ, ચરડ, કરીને ચોમલે કાગળીયો ચીરી નાખ્યો

"હાં! હાં! હાં! ચોમલ ! આ શું ?" મહારાજ આંખ બદલીને બોલી ઉઠયા.

"એ ઠાકોર ! મા ઘરઘે ને દીકરો ગળ ચોખા જમે, એ ક્યાંય સાંભળ્યું છે ? મુરખ ઓઘડ ખાચર મારી જનેતાને–મારી ભડલીને માંડી દેતાં લાજ્યો નહીં ?"

આટલું બોલીને ચોમલો કચેરીમાંથી ઉભો થઇ ગયો. "લ્યો મહારાજ રામ રામ" કહીને ચાલતો થયો. કચેરીમાં જાણે આરસનાં પૂતળાં બેઠાં હોય તેમ માણસો મ્હોં વકાસી થંભી રહ્યા.

ચોમલો ભડલી ગયો. ઓઘડ ખાચરને ફિટકાર દીધો. લાજ્જુણ બનેલ દરબાર નીચું માથું રાખીને સાંભળી રહ્યા. ચોમલાને આકડીયું ગામ આપ્યું.

---

# ઢેઢ—કન્યાની દુવા

તે વખતે ગોહિલ કુળની રાજધાની શિહોરમાં હતી. રાજા અખેરાજજી ગાદીએ હતા. કુંવર આતાભાઇ (વખતસિંહજી) સોળ વરસના હતા. પરણ્યા પછી પહેલી રાતે જેમ કન્યા શરમાતી શરમાતી કંથના ઓરડામાં આવતી હોય, તેમ જુવાની પણ આતાભાઇના અંગમાં ધીરે ધીરે પગલે પ્રવેશ કરી રહી હતી. હજુ ઘુંઘટ નહોતો ઉઘડ્યો.

એક દિવસ બપોરે દરબારગઢની ડેલી ઉપરની મેડીમાં કુંવર પોઢ્યા હતા. અચાનક એ ઉંઘમાંથી ઝબકી ઉઠ્યા. કહોડામાં આવીને જુએ ત્યાં તો ડેલીએ એક બુઢ્ઢો બાપ, અને એનાં છોકરાં ધ્રુસકે ધ્રુસકે રોતાં હતાં. કુંવરે પૂછ્યું કે "એલા કોણ છો ?"

"અન્નદાતા, ઢેઢ છીએ."

"કેમ રૂવો છો ?"

"બાપુ, અમે આ નેસડા ગામમાં રહીએ છીએ. મારી દીકરીને ઘેલાશાને બરવાળે પરણાવી છે. બાઇ નાની છે, ને જમાઇ બહુ કપાતર મળ્યો; બાપડીને મારી મારીને અધમુઈ કરે છે. દુઃખની મારી દીકરી આંહી ભાગી આવેલી. વાંસેથી એને તેડવા આવ્યાં, તે અમે ન મોકલી એટલે લાશાના કાઠી ઘોડે ચડીને આવ્યા ને હમણે જ દીકરીને

ઘોડે નાખી બરવાળે ઉપાડી ગયા. બાપુ ! મારી પારેવડી જેવી દીકરીનું શું થાશે ? અમારો કોઇ ધણી ન મળે ?"

"તારા ધણી બાપુ છે. રો મા." એમ કહીને એણે નોકરોને હુકમ કર્યો કે "મારી ઘોડી હાજર કરો."

પોતે હથીઆર ધરીને નીચે ઉતર્યા. ઘોડીને પલાણ નાખવાની વાટ ન જોઇ.

ઉપર ચડે ત્યાં ગઢમાંથી બાપુ અભરાજજીએ સાદ કર્યો કે "જાઉં, ઉભો રહે." આવીને ઘોડાની લગામ ઝાલી લીધી.

કુંવર બોલ્યા, "બાપુ, અત્યારે રોકો મા, આ ઢેઢની છોકરીને અને મારે ઠું પડે છે."

"બાપ, જવાય નહીં. હું ફોજ મોકલું."

"ના, મારે એકલાને જ જવું છે."

"બેટા, ન જવાય."

"બાપુ, છોડી દ્યો. આપણે રાજા ! રૈયતનું રક્ષણ કરવા આપણે જાતે જ ચડવું પડે."

"ના, મારા બાપ, તું નહીં."

આતાભાઇને બાપની મરજાદની હદ આવતી હોય એમ થયું. એના હોઠ ફફડવા લાગ્યા. એના મોઢા ઉપર લાલ લાલ લોહી ધસી આવ્યું. તોય બાપુ સમજ્યા નહીં.

ત્યારે એણે બાપનો હાથ ઝોંટી, ઘોડીને એડી મારી કહ્યું કે "ખસી જા, ખસી જા ભગતડા! એમ રાજ ન થાય!"

બાપ જોતા રહ્યા, રાયશી "હાં હાં" કરતો રહ્યો. આતાભાઈની ઘોડીને જાણે પાંખો આવી. ભાવનગર અને બરવાળાની વચ્ચે, બરાબર ખળખળીઆને કાંઠે એણે કાઠીનાં ઘોડાંને પોતાની ઘોડી ભેટાડી દીધી. એકલે હાથે બે કાઠી યોદ્ધાના સાથે લડયા, બેયને જખ્મી કરી ભગાડયા, અને પોતે ઢેઢની દીકરીને પોતાની પીઠ પાછળ બેસાડી શીહોર આવ્યા. ઢેઢડીએ ગળગળે કંઠે કહ્યું કે "અન્નદાતાજી, હું નીચ વર્ણની નાર તને શું આપું! ખરી આંતરડીની દુવા આપું છું કે તું જ્યાં ચડીશ ત્યાં તારી ફતેહ થશે."

ભાવનગરની ગાદી ઉપર આજ સુધી એ ઢેઢ–કન્યાની દુવા જ ફળતી હશે કે?



# મોત સાથે પ્રીતડી

આશરે ત્રણસો વરસ પહેલાં પાલીતાણાની ગારીઆધાર વાળી ગાદી ઉપર કાંધાજીના કુંવર સવાજી ગોહિલ રાજ કરતા હતા. અઢારેક વરસની અવસ્થા હતી. લોહીના ટીપે ટીપામાંથી જુવાની પોકાર કરતી હતી કે " મને રમવા દે; મોતની સાથે રમત રમવા દે. " જુવાનીમાં જ મોતની સાથે પ્રીતડી બાંધવાનો એ શૌર્ય-જુગ ચાલતો હતો.

એક દિવસ કચેરીમાં દરબારના વૃદ્ધ મામાને દમ ચડયો. ઉધરસ ખાતાં ખાતાં મ્હોંમાંથી લાળ પડી ગઇ. સવાજીએ મ્હોં મલકાવીને કહ્યું કે " અરે મામા, ગઢપણમાં ય માણસને જીવવું શે ગમતું હશે ? આ દમ ચડે, નાકે લીંટું વહી જાય, મોઢે લાળું વરસે: એમાં હવે શી મઝા પડે છે ? "

મામા બોલ્યા કે "ભાઇ, શું કરવું ? મોત આવે ત્યારે જ છુટકારો થાયને ! "

" મોત તો આપણે બોલાવીએ ત્યારે હાજર જ છે ને મામા, ઈશ્વર કયાં આડો હાથ દેવા આવે છે ?"

" એ તો વાતો થાય બાપ ! કાંઇ પ્રાણ કાઢી નાખવા એ રમત વાત છે ? "

" ના મામા ! વાત નહીં, સાચું કરી બતાવું. લ્યો, આ પ્રતિજ્ઞા છે કે ત્રીસ વરસે મારે દેહ પાડી નાખવો. "

આખી કચેરીમાં મ્હોં કાળાં પડી ગયાં. સહુ સમજતા હતા કે સવાજીની પ્રતિજ્ઞા એટલે શું ! બાપડા મામાને તો મરવા જેવું થઇ પડયું.

સવાજીનાં બ્હેન સાસરે હતાં ત્યાં એને ખબર પડી. બ્હેન ગારીઆધાર આવ્યાં. ભાઇની પાસે કાપડાની માગણી કરી. ભાઇ કહે " બોલો બ્હેન, જે માગો તે આપું. "

"ભાઈ, હું માગું છું કે તું પાંચ વરસ વધુ દેહ રાખ્ય."

હસીને સવાજી બોલ્યા, "અરે બ્હેન ! ગાંડી ! પાંચ વરસ વધારે જીવું તે તો તારી પાસેથી ઉછીનું માગી લીધું કહેવાય. માટે જા, મારાં ત્રીસ વરસમાંથી પાંચ વરસ તને કાપડામાં કરૂં છું. એટલે હવે હું ત્રીસને બદલે પચીસ વરશે દેહ પાડીશ."

ધ્રુસકે ને ધ્રુસકે રોતી રોતી બ્હેન ચાલી ગઈ. ભાઈનું બોલ્યું કોઇથી ફરે તેમ નહોતું. બ્હેન ભાઇને બરાબર ઓળખતી. મોતની વાટ જોતાં જોતાં સવાજીનાં વરસ વીતવા લાગ્યાં, પણ ધીંગાણાંનું ટાણું જ ન આવે. ઘણું ઘણું ઠેકાણું જઇને મસ્તી કરી આવે, પણ કોઇ એની સાથે લડવા જાય નહીં. પછી પોતાના વાવડી ગામને પાદર ડુંગાણીઓ નામે એક મોટો ભયંકર કુવો છે, તેના ઉપર એક વેંત પહોળું પાટીઉં મૂકાવીને પોતે પાટીઆ ઉપર ઘોડો હાંકયો; એમ

સમજીને કે પાટીઆ ઉપરથી ઘોડો લથડે, એટલે કુવામાં ડુબીને જીવ કાઢી શકાય; કારણ કે યુદ્ધ મળતું નથી; અને આપઘાત કરવા કરતાં આવી રમત રમવામાં જ ઉકલી જવું વધુ સારૂં. પણ તેમાંય ઘોડો ન લથડ્યો.

પછી ભાદરને કાંઠેથી જેતપુરના કાઠીઓની કાઠીઆણી ઓનું સવાજીએ એક દિવસ હરણ કર્યું. બાઈઓને ગારી-આધાર લાવીને સગી બહેનોની રીતે રાખી.

ગરીઆધારને પાદર એક દિવસ કાઠીઓની જંગી ફોજ આવીને ઉભી રહી. સવાજી પણ રણસાજ સજીને હાજર થયા. સામસામી પડકાર કરીને કાઠીઓની ફોજ ખુલ્લે શસ્ત્રે ઉભી હતી. સામે ઉભા રહીને સવાજીએ કહ્યું: "શૂરવીરો કાઠીઓ! તમે બરાબર તરવાર વાપરજો. તમારી ફોજ વચ્ચે થઈને હું મારો ઘોડો દોડાવું છું. તમારી બાઈઓને મેં મન વચન કર્મથી મા બહેનો ગણી છે કે નહીં તેની સાબીતી મળવું છું."

એમ કહીને એણે કાઠીઓની ફોજ વચ્ચે પુરપાટીએ ઘોડો નાખ્યો. ઉપર તરવારોની ઝીંક બોલી. પણ સત્યવાદી ઘોડેસ્વાર સાત કોરેકોરો સામે કાંઠે નીકળી ગયો. કાઠી-ઓની તલવાર સામસામી જ અથડાણી.

સામે પડખેથી ફરીવાર સવાજી બોલ્યો કે "શૂરવીરો! આપણા જગતની માઈઓને મેં મન વચન કર્મથી મા બહેન ગણી છે કે નહીં તેની પણ સાક્ષી હવે જોજો." એમ

કહીને પાછો ફોજ વચ્ચે ધસ્યો. ખડીંગ! ખડીંગ! ખડીંગ! કાઠીઓની તલવારો સામસામી અફળાણી, સવાજી સહીસલામત પાર નીકળી આવ્યો.

પછી એ બોલ્યો, "હવે તો આવે ઉજળે લુગડે જ જીવતર પાર કરી જાવામાં મઝા છે. આવો, શુરવીરો! સ્વર્ગને માર્ગે મને વળાવવા આવો."

એકલો સવાજી આખી ફોજ સામે લડીને મરાણો. આજ કવિ એનાં બિરદ ગાય છે કે,

કાંધાઉત સંવ અખીઆત કીધી,
જુગો જુગ વંચાણી ખ્યાત જાકી.
કુવા પર હાંકીયો અસવ જીવ તરણું કરી.
મુવો વરસ પચીસે ગોહિલ માંકી.

(કાંધાજીના પુત્ર સવાજીએ એવું કામ કર્યું કે એની કીર્તિ જુગોજુગ વંચાય છે. જીવતરને તરણા જેવું ગણીને જેણે કુવા ઉપર ઘોડો હાંકયો, અને આખરે પચીસ વરસે એ મર્યો.)

# ઝાલા ભાઈઓ

ભેતર પણ ટાંપે નહીં, બીતાં ફરે બાજ,
રામ સરીખાં રાજ કીધાં તેં તો કુંભડા.
ભામણીયું વગડે ભમે, હૈયે હીંડળે હાર
જેવો પો'રો રામરો, (એવી) કુંભાજીની વાર

ગોંડળની ગાદી ઉપર એવા રાજા કુંભાજી રાજ કરે. આખા સૌરાષ્ટ્રમાંથી આવી આવીને શુરવીરો ભા કુંભાજીની ચાકરી લેતા. બીજાં રાજને કાંઠે તો રત્નાકર ઉછળી ઉછળીને સાચાં મોતીની પાળ બાંધતો હશે; ગોંડળને પાદર એ દરીઓ તો નહોતો. પણ સૌરાષ્ટ્ર રૂપી રત્નાકરનાં સજીવન મોતી એની મેળે મેળે ભા કુંભાને ચરણે આવી પડતાં. વાંકાનેર તાબે લુણસરનો કલોજી, લીંબડી તાબે બલાળાનો ભીમજી ઝાલો ને એના ત્રણ ત્રણ ભાઇઃ એમાંથી કોને કુંભાજીના શિરપેચનો કોહિનૂર કહેવો ? ને કોને એના કંઠ–હારનાં મોતી કહેવાં ?

પશ્ચિમ–બલાળાના સૂજાજી ઝાલા આજના લીંબડી ઠાકોર દોલતસિંહજીના વડવા. ગાયકવાડની તીજોરી એક વાર અમરેલીથી વડોદરે જાતી હતી. સુજાજીએ તીજોરી લુંટી. ફતેસિંહરાવની ફોજ આવી. હારીને સૂજાજીએ ગોંડળનો આશરો લીધો. એની ત્રીજી પેઢીએ બે પૌત્રો પાકયા; હરિભાઇ અને વખતસિંહજી.

એક વખત ગોંડળના કાળજા સરખા ધોરાજી નગર ઉપર જુનાગઢના બાબીઓએ હલ્લો કર્યો. ધોરાજી સર કર્યું. ગોંડળથી કુંભાજીની ફોજ ચડી. મારગમાં હરિભાઇ ઝાલાની ઘોડી વેગ કરીને ભા કુંભાના કામદારના રથની સાથે ભટકાણી. કામદારે વેણ કાઢ્યું કે "શું કયો માટી નવાબનો નેજો પાડવા આકળો થઇ ગયો છે?"

પાછું ફરીને જુવે ત્યાં તો હરિભાઇ. ધીરેક રહીએ હરિભાઇએ જવાબ દીધો કે "હા, બા! નેજો પાડશું તો ય અમે ક્ષત્રી છીએ. એમાં શી નવાઇ?" કામદાર શરમાઇ ગયા.

આઘે ગયા ત્યાં બે મારગ ફાટ્યા. બે ય ધોરાજી જાતા હતા. જોશીએ કહ્યું કે "બાપુ! શુકન લાંબે મારગે છે."

હરિભાઇ બોલ્યો, "બાપુ, શુકન અપશુકન તો બાયડીના અધરણીમાં જોવાય, મરદ મરવા હાલે ત્યારે નહીં."

ભા કુંભો ફોજ લઇને લાંબે માગે ચાલ્યા, અને હરિભાઇએ એના ઘોડેસ્વારો સાથે ટુંકે રસ્તે વેગ કરવા માંડયો. સવાર પડ્યું ત્યાં ધોરાજીને પાદર પહોંચ્યા. હજી અંધારૂં હતું. હરિભાઇએ થોડે ઘોડે ભીંસ કરી. જુનાગઢનો નેજો પાડયો. બાબીનું સૈન્ય ગાફલ બની પડ્યું હતું. કેટલાય ભાગ્યા, કેટલાય ઘવાયા. ગઢ ખાલી થયો. પણ હરિભાઇ તો ઘામાં વેતરાઇ ગયો. એનો એકેએક આદમી કપાઇ ગયો.

હરિભાઈ વિચાર કરે છે કે "શું કરૂં! કુંભાનું કટક હજુ કયારે પહોંચશે? શત્રુઓ પાછા આવી જશે તો?"

એના હૈયામાં હરિ જાગ્યા. એને સૂઝ્યું કે ગોંડળનો વાવટો ગઢ ઉપર ખડો કરૂં. વાવટો દેખીને શત્રુઓ સમજશે કે ગઢમાં ગોંડળની મોટી સેના આવી પડી છે.

નેજો હાથમાં ધરીને હરિભાઇ બેઠો. એના શરીરમાંથી લોહી ખાલી થતું હતું. હાથ પગ ભાંગવા લાગ્યા. માથું ચક્કર ફરવા લાગ્યું. આંખે અંધારાં ઉતર્યાં. પણ નેજો ! ધણીનો નેજો એણે ન છોડ્યો. ટટ્ટાર ઉભો રાખ્યો. કુંભાજીની ફોજ આવી પહોંચી. આઘેથી ગોંડળનો વાવટો ઉડતો જોયો. કિલ્લામાં આવે ત્યાં તો હરિભાઇને ભાળ્યો. "બાપુ! આ તમારો નેજો." એટલું કહેતાંજ હરિભાઇના પ્રાણ ત્યાંજ છુટી ગયા. આજે ત્યાં નદીને કાંઠે એની દેરી છે.

ભા કુંભાજીએ ઝાલાભાઇઓને સોલડી અને ગુંદાળુ નામનાં બે ગામ દીધાં. બીજી બાજુથી આંહી બલાળાનો ગરાસ લીંબડીએ દબાવી દીધો.

(૨)

ભા કુંભાજી કાઠીઓની જમીન બહુ દબાવવા લાગ્યા. ભીલખાનો વીરોવાળો કાઠી આઠસે ઘોડે ગોંડળ ઉપર ગયો, અને ગોંડળનાં ઢોર વાળીને પાછો વળ્યો. કુંભાજીએ પોતાના સાળાને ત્રણસો સ્વારો આપી બ્હાર કરવા મોકલ્યો. ત્યાં તો સીંધુડો સાંભળીને હરિભાઇના ભાઇ વખતસિંહ પણ ચડ્યા. ભા કુંભો કહે "વખતસિંહ! જરૂર નથી. ત્રણસો ઘોડાં ગયાં છે."

"ભા કુંભા! હું ઝાલો! એ ત્રણસોમાં હું નહોતો એવું જે દી' જગત્ સાંભળે તે દી' લીંબડી લાજે."

એટલું કહીને વખતસિંહ પોતાના કુલા ખવાસની સાથે ચાલી નીકળ્યો. પાદરમાં લુણાજી નામનો એક જુવાન જાડેજો સામો મળ્યો. એને કાંડે મીંઢળ બાંધ્યો હતો, અંગે અટલસની આંગડી હતી, અને આગલી રાતે પથારીમાંથી લાગેલી સુવાસ એના વસ્ત્રમાંથી ધીરી ધીરી મ્હેકતી હતી. એણે પૂછ્યું કે "મામા, કેની કોર?"

"બાપ! ગાયું વાળવા."

"ત્યારે મામા ઉભા રહો, હું આવું છું."

"ભાઇ! તું હજી કાલ રાતે જ પરણ્યો છે. બે દીવસ સંસારનાં સુખ ભોગવી લે."

"એ તો આવતે ભવ એકસામટાં ભોગવશું. પણ આવો લ્હાવો ફરી કયારે લેવાશે?"

એટલું કહીને એ વરરાજો પણ ચડ્યો. થોડે રસ્તે જાય ત્યાં તો ભા કુંભાનો સાળો સામો મળ્યો. દાઢી મૂછ બોડેલ: અને કાળું ભઠ્ઠ મોઢું: ઘડી ઘડી પાછો ફરીને જોતો જાય: પોતાના પડછાયાથી પણ થડકતો જાય. વખતસિંહે પુછ્યું: "બા! કેમ પાછા? આ દાઢી મૂછ ઉતરાવવાનું ખરચ ઠીક બચાવ્યું હો!"

ખીજાઇને રાજાનો સાળો બોલ્યો, "હવે તમે માટી છો તે દાઢી મૂછ સોતા આવજો."

ગોંડળથી ઉગમણું પાંચ ગાઉ પેઢલા ગામ છે. એની ધાર ઉપર વીરાવાળાનાં આઠસો ઘોડાં ઉભાં હતાં. સામે નજર કરીને વીરાવાળો બોલ્યોઃ "ભાઈઓ, જે ત્રણસો ભાગી ગયા, એ માંહ્યલા આ ત્રણ જુવાન નથી લાગતા. ઘોડાની લગામ છુટી મેલીને પુર પાટીએ મોતના ડાચામાં દોડ્યા આવે છે. ખબરદાર! કોઈ એની ઉપર ઘા કરશો મા. એવાનાં તો દર્શન કરાય."

વીરાવાળો હાથમાં પાઘડી લઈને સામો ચાલ્યો, અને આઘેથી બોલ્યો કે "રજપુતો! તમારી ઓળખાણ થઈ ચૂકી. પણ આ આઠસો ઘોડેસ્વારોને તમારો અકકેક કટકો ય નહીં મળે હો! અને ભાઈ! તું તો ખાઇ પી ઉતર્યો હઇશ. પણ આ જુવાનને ડીલે તો હજી કાલ રાતની આંગડી છે. જાઓ બાપ! તમે જીત્યાઃ હું હાર્યોઃ લઇ જાઓ આ તમારી ગાયો."

વખતસિંહ બોલ્યો કે "કાઠી! હવે રામ રામ! તારી પાસે કાંઈ ભદ્રાસણ લેવા નથી આવ્યા. મરવાની જ મોજે આવ્યા છીએ"

એટલું બોલીને ત્રણે ઘોડાએ દોટ દીધી. આઠસો બંદુકો સામેથી છુટી. ત્રણેને ચાળણી જેવા કરી નાખ્યા.

કાઠી કટક કાપીયાં, રાણે મચાવી રાડ,
પાદર જે પેઢલા તણે, વખતે ભજાડી વાર.

(૩)

હરિભાઈ અને વખતસિંહે તો કુંભાની ગાદીની, પોતાનાં મસ્તક કમળ ઉતારી પૂજા કરી. બાકી રહ્યો વખતસિંહનો જુ-

વાન દીકરો મેપોજી અને ભીમજીના એક બુઢ્ઢા ભાઇ. લીંબડીએ ગરાસ દાબ્યો હતો તે હાથ કરવા કુંભાની ઓથે રહીને ઝાલાઓએ બહારવટું આદરેલું. પણ એક દિવસ ઘડપણે ડોસાને ઘેરી લીધો. એની ડોક જરા મજી; એટલે મેપો બોલ્યો કે " દાદા, હવે બસ ! હવે હું ચડીશ."

દાદા કહે " ભલે બાપ ! પણ પાળીઆદ હાથીયા ખાચરને પૂછયા પછી લીંબડી ઉપર જાજે."

મેપો ચાલ્યો. પાળીઆદ આવ્યો. હાથીયા ખાચરે શીખામણ દીધી કે " હમણાં ચડવા જેવું નથી."

પાળીઆદને પાદર એક દિવસ લીંબડીનો કુંભાર મળ્યો. કુંભાર સાથે વાતચીત કરતાં મેપાજીએ પૂછ્યું કે " લીંબડીમાં કાંધો રાઠોડ શું કરે છે ?"

" એને તો બહુ મંદવાડ છે."

પોતાનાં માણસોને પાળીઆદ રાખીને મેપો લીંબડી પહોંચ્યો. પોતાના બાપના ભેરૂ કાંધા રાઠોડને મળ્યો. કાંધો કહે "છોકરા ! ભાગી જા. તને મારી નાખશે"

"બસ કાકા ! હવે ભાગવું નથી. બહુ દિવસ ભાગ્યો. કાં તો ગરાસ લઉં છું, કાં લોહી દઉં છું."

બીજે દિવસે લીંબડી દરબાર પરગામ ચાલ્યા ગયા, અને પાછળથી વઢવાણની ફોજે આવીને ગામની ગાયો હાંકી. લીંબડીમાં બ્હારે ચડે એવો કોઇ રજપૂત હાજર

નહોતો. કાંધાએ મેપાજીને કહ્યું કે "બેટા, ગરાસ ઘેર કરવાનો આ વખત છે. લૂટવા મંડ."

" કેમ ? "

"લીંબડીની ફોજ તો હવે પરબારી વઢવાણુની વાંસે જશે. આંહી પડ ખાલી હશે."

મેપાજીએ બધી હકીકત જાણી. મનમાં થયું કે "ગમે તેમ તોય લીંબડીનો હું લોહીભાઈ ! મારી લીંબડીમાંથી વઢવાણુ ગાયું વાળે અને હું વાંસેથી એનાં લૂગડાં તાણું ?"

બીજા સ્વારો લઈને એ ચડયો. વઢવાણુ લીંબડી વચ્ચે ભેટો થયો. વઢવાણુની ફોજ માલ મૂકીને નાસી છુટી.

વઢવાણુવાળા લીંબડીમાંથી બાન પકડી ગયા હતા તે પણુ સાથે હતા. મેપાજીએ એને મોકળા કરીને લીંબડી તરફ વળાવ્યા. ધણુ લઈને મેપાજી પાછો વળ્યો.

આ તરફ શીઆણીમાં લીંબડી ઠાકોરને ખબર પડતાં ત્યાંથી કટક ચડયું. રસ્તે બાન પકડેલા વાણીઆ મળ્યા. વાણીઆઓએ વાત કરી કે "લીંબડીની લાજ મેપાજીએ રાખી છે.'

'મેપાજીનું બ્હારવટું' ઠાકોરે તે દિવસે પાર પાડયું. એના મ્હોંમાંથી વેણુ નીકળ્યું કે "ગમે તેમ તોય મારા ભાઈઓ !"

પાણી પછમીઆ, ચુડાહર ચડાવીયો,
હાથી હાદલકા મેંગળ ઢાળ્યા મેપલા.

# કાંધલજી મેર

ચારસો વરસની જુની એક વાત છે. તે વખતે હજુ ઘુમલીની દેવલોમકા ધર્મરાજ જેઠવાઓના હાથમાં હતી. અપ્સરા જેવી ચારણ કન્યા [1]ઉજળીદેવીનો પ્રેમ પણ નકારનાર મેહ જેઠવા જેવા સતીયા રાજા ઘુમલીની ગાદીએ હજુ અજવાળ્યાં કરતા, એટલે જ [2]આભપરાનું ઉંચું બેસણું ખોવાયું નહોતું. ઘણું કરીને તો રાણા ભાણજી (૧૬૪)નો જ એ સમય હતો.

રાણાના દરબારમાં કાંધલજી મેર નામે એક ઓડદરના અમીર હતા. કાંઇક કારણથી કાંધલજીનું મન જેઠવાની સાથે દુઃખાણું, અને પોતે જુનાગઢના રા'ના દરબારમાં જઇને રીસામણે રહ્યા.

---

૧ મેહ જેઠવાની વાત તળાજાના એભલવાળાની વાતને મળતી આવે છે. કોઇ ગોરજીએ એક હરણના શીંગડામાં બાર મેઘ બાંધેલા. મેહજી જેઠવાએ જંગલમાં એ હરણ માર્યું. બારે મેઘ તૂટી પડયા. બેભાન બનેલા રાજાને ઉપાડી ઘોડો ચારણોના એક નેસડામાં આવ્યો. ઉજળી નામની ચારણ–કન્યાએ એ બેભાન રાજાને પોતાની સોડમાં સૂવાડી પોતાના અંગની હુંફ આપીને જીવતો કર્યો, ને ત્યાર પછી રાજાના પ્રેમની માગણી કરી; પણ ચારણો તો ક્ષત્રીના દેવ ! ક્ષત્રીનાં ભાણેજ ! રંભા જેવી ઉજળીનું પાણિ ગ્રહણ કરવાની રાજાએ ના પાડી. ઉજળીનો શાપ મળતાં રાજાને રૂંવે રૂંવે રક્તપીત નીકળ્યું. રાજા મર્યો, તેના શબની સાથે ઉજળી પણ બળી મરી. આ વાત 'મકરધ્વજવંશી મહીપમાળા'માં સવિસ્તર, દુહા સહિત મળશે.

૨ બરડાના ડુંગરાઓનું ઉંચામાં ઉંચુ શિખર, જેના ઉપર ઘુમલી નગર બંધાએલું.

રા'ના ઘરમાં તે વખતે જેઠવા રાણાની કન્યા હતી. એ રાણીને એક કુંવર અવતર્યો. રા'એ તો હઠ લીધી કે જેઠવાની પાસેથી કુંવર પછેડામાં ઢાંક શહેર લેવું! જેઠવો વિચારમાં પડયો. પોતાની પુરાતન રાજધાની ઢાંક કેમ અપાય? [3]જેને ભીંતડે ભીંતડે નાગાજણ બાપુએ શાલિવાહનની સતી રાણીના હાથની સોનાની ગાર કરાવેલી, એ દેવતાઇ નગરી ઢાંક કેમ દેવાય? જ્યાં પૂર્વજદેવે ભાટને

---

૩ બે હજાર વરસ પૂર્વે પ્રેહ પાટણ નામના એક નગર ૨ જેઠવા રાણા નાગભાણજી રાજ કરતા. ધુંધળીમલ નામના એક યોગીએ, ગામમાથી પોતાના ચેલાને પેટપૂરતી ભિક્ષા ન મળવાથી શાપ દીધો કે 'પટ્ટન સો દટ્ટન.' એ શાપથી ભરતખંડનાં ચોરાસી પાટણ નાશ પામ્યાં, પ્રેહ પાટણ પણ દટાઇ ગયું. નાગભાણજીના દીકરા નાગાજણ ઉપર ખુશી થઇને ધુંધળીમલના ચેલા સિદ્ધનાથે ફરી એ નગરને સજીવન કર્યું. એનું નામ ઢાંક. સિદ્ધનાથના મંત્રબળથી, મુંગીપુરના રાજા શાલિવાહનની સતી રાણીને રોજ રાતે પલંગ સોતી ઉપાડી લાવી, એને બ્હેન કહી, એને હાથે ઢાંક નગરીની દિવાલો ઉપર ગાર કરાવી. ઢાંક સોનાની બની. પોતાને માથે વીતતા વીતકની વાત રાણીએ શાલિવાહનને કહી. શાલિવાહન સેના લઇ ઢાંક પર આવ્યો. પણ ઢાંકને તો અજીત કિલ્લો હતો. પછી શાલિવાહનના એક ભાટે, ઢાંકમાં જઇ નાગાજણના ભાટ સાથે ચોપાટ માંડી. બેય જણાએ પોતપોતાના રાજાનાં માથાં હોડમાં મૂકયાં. નાગાજણનો ભાટ હાર્યો. નાગાજણને ખબર પડી. સ્વહસ્તે પોતાનું માથું ઉતારી ભાટને સમર્પ્યું. તલવાર લઇને ધડ લડવા ઉઠયું. સિદ્ધનાથના પ્રતાપથી ધડને છાતીએ આંખો ખુલી. એકલા ધડે આખી સેનાને નસાડી. શાલિવાહન પણ બચત નહીં. પણ રાણીએ આવીને ધડનાં દૂખડાં લીધાં. તે દિવસ ગાર કરાવીને વચન દીધેલું, તેનુ કાપડું માગ્યું. ધડે હાથ લંબાવ્યો. બ્હેન કહે કે "માગું છું ભાઇ, કે તું હવે થંભી જા" ધડ ત્યાં જ પડયું. પ્રાણ નીકળી ગયા.

માથાનું દાન દીધું, જ્યાં મસ્તક વિનાનું ધડ લડયું, મુંગીપરનો ધણી શાલવાહન જ્યાંથી ભોંઠા પડીને ભાગ્યો, એ અમરભૂમિ ઢાંક કેમ અપાય ? પાંચસો વરસની બંધાયલી માયા મમતા તોડવાનો વિચાર કરતાં જ જેઠવાની નસો તૂટવા લાગી. બીજી બાજુ જમાઇના રીસામણાનો ડર લાગ્યો, દીકરીના દુ:ખની ચિંતા જાગી, રા'ના હુમલાની ફાળ પેઠી.

આખરે જેઠવાને બારી સૂઝી. એને લાગ્યું કે કાંધલજી મારી આબરૂ રાખશે; રીસાણો છે તો ય ઢાંકની બેઆબરૂ એ નહીં સાંખે. માની લાજ જાય ત્યારે દીકરો રીસાઇને બેઠો નહીં રહે. એણે રા'ને કહાવ્યું કે "અમારા કાંધલજી ભાઇ ત્યાં છે. આ બાબતમાં એ જે કરે તે અમારે કબૂલ રહેશે."

રા'ને તો એટલું જ જોતું હતું. કાંધલજી તો આપણો આશ્રિત છે! એ બીજું બોલે નહીં! એવો વિચાર કરીને કચેરીમાં કાંધલજીભાઈને રાણાનો કાગળ વંચાવ્યો. વાંચીને ગર્વથી, પ્રેમથી, ભક્તિથી કાંધલજીની છાતી એક વેંત પહોળી થઇ, અને એના અંગરખાની કસો કડડ કડડ તૂટવા લાગી. અંતર્યામી અંતરમાં બોલી ઉઠયો કે "વાહ મારા ધણી ! મને ગિરનારને આંગણે કેવો ઉજળો કરી બતાવ્યો ! "

"કેમ કાંધલજીભાઈ !" રા'એ હસીને પૂછ્યું, "જોયાં તમારા જેઠવાનાં જોર !"

ધોળી ધોળી ક્ષીરસાગરના ફીણ જેવી દાઢી ઝાપટીને કાંધલજી બોલ્યા કે "બાપ! મારો ધણી તો ગાંડીઓ છે. ઢાંક તો અમારી મા કહેવાય. એને જવાબ દેતાં ન આવડ્યું. દીકરીનાં માગાં હોય, બાયડીનાં માગાં કયાંય દેખ્યાં છે ક્ષત્રી?' એટલું બોલતાં તો એની આંખમાં અંગારા મેલાઈ ગયા.

રા'નું રૂંવાડે રૂંવાડું ખેંચાઈને ઉભું થઈ ગયું. એણે કહ્યું "કાંધલજી, જુનાગઢના રોટલા બહુ દી' ખાધા. હવે ભાગવા માંડય. ત્રણ દિવસની મહેતલ આપું છું. ચોથે દિવસે જ્યાં હોઇશ ત્યાંથી ઝાલીને પ્રાણ લઇશ."

કાંધલજી ઉભો થયો. કમરમાં તલવાર ઝુલતી હતી તે કાઢીને એની પીંછીથી ભોંય ઉપર ત્રણ લીટા કર્યા.

"આ એક દિવસ, આ બે, અને આ ત્રીજો દિવસ. ત્રણ દિવસ પૂરા થઇ ગયા. લ્યો, હવે આવો, કરો ઘા. કાંધલજીને મરતાં કેવુંક આવડે છે તે જરા જોઇ લ્યો, ને શીખી લ્યો."

"હાં! હાં! હાં કાંધલજી!" બોલતી આખી કચેરી ઉભી થઇ ગઈ.

રા'એ કહ્યું કે "એમ મારૂં તો જગત કહેશે કે ઘરમાં ઘાલીને માર્યો. માટે ભાગવા માંડય."

ઘોડી ઉપર ચડીને કાંધલજી ચાલી નીકળ્યો. સાથે

પોતાનો જુવાન ભાણેજ એરડો હતો. ચાલતાં ચાલતાં ઘોડી વંથળીને પાદર નીકળી.

તે દિવસે ગામમાં નવસેં નાઘોરી* વરો પરણવા આવેલા. અત્યારે વરરાજા ને જાનૈયાઓ ગામબહાર દિશા દાતણ કરવા નીકળેલા. ઢાલ પ્રભુકે ને કેટલાક જાનૈયાઓ વની પટ્ટાબાજી ખેલે. ગામને ગોંદરે રમાતી આ વીર રમતો સહુના કાળજામાં શૌર્યનાં સરણાં વહાવતી હતી. માર્ગે નીકળેલાં સેંકડો વટેમાર્ગુ એ રમતો નિરખવા થંભી ગયાં હતાં. પણ આ ચાર-પાંચ ઘોડેસ્વાર કાં ઝપાટાભેર ભાગ્યા જાય છે? ઘોડીના મોઢામાં ફીણ છુટયા છે, ઘોડી પરસેવે નીતરી રહી છે, તોય કાં અસ્વાર એના ડેબામાં એડી મારતા આવે? પાંચે આદમીના હાથમાં ઉઘાડાં ખડગ કેમ?

દોડી જઇને નવસો વરરાજા આડા ફર્યા. ઘોડીની લગામ ઝાલી રાખી. થમકીને કાંધલજી બોલ્યા, "તમે મને ઓળખો છો?

નાઘોરી કહે "ઓળખીએ છીએ. તમે અમારા હે· માનઃ ગામને પાદરથી આજ તો તમ જેવો મહેમાન કસુંબો લીધા વિના ન જઇ શકે."

કાંધલજીએ કહ્યું "ભાઇ! તમે તમારી મેળે જ હમણાં ના પાડશો. મારી વાંસે જુનાગઢની વ્હાર ચડી છે."

---

*નાઘોરી–મુસલમાનોની એક જાત છે. વંથળીમાં અસલ નાઘોરી જમાદારોની આણ ફરતી.

"ત્યારે તો, ભાઇ, હવે રામરામ કરો ! જઈ રહ્યા ! આવા દઇએ તો નાઘોરીની જનેતામાં કંઇક ફેર પડ્યો જાણજો."

"અરે બાપુ ! તમારે ઘેર આજ વીવા છે. ગઝબ થાય."

"વીવા છે માટે જ કુલદડે રમશું. કંકુના થાપા તો વાણીઆ બામણના વીવામાં યે હોય છે. આપણને તો લોહીના થાપા જ શોભે."

કાંધલજીને કોઠાની અંદર પૂરી દીધા, અને નવસેં મીંઢળબંધા નાઘોરી ગામને પાદર તલવાર ખેંચીને ખડા થઇ ગયા. જુનાગઢની ફોજ આવી પહોંચી. સાંજ પડી ત્યાં નવસો યે મીંઢળબંધા વરરાજાઓ લોહીની કંકુવરણી પથારી કરીને મીઠી નીંદરમાં પડયા. કોઇ કદી યે ન જગાડે એવી એ નીંદર ! એવી નીંદર તો નાઘોરણોની સુંવાળી છાતી ઉપરે ય ન આવત.

કોઠા ઉપર બેઠાં બેઠાં કાંધલજીએ કસુંબલ ઘરચોળાવાળી જોબનવંતી નાઘોરણોને ડીબકા ભરતી ભાળી. મોડીઆનાં મોતી વીંખતી વીંખતી તરૂણીઓનાં વેણ સાંભળ્યાં કે "આ આપણા ધણીઓનો કાળ ! હજી આંહી બેઠો રહ્યો છે !" કાંધલજીએ કોઠા ઉપરથી પડતું મેલ્યું. માથું ઉતારીને નીચે મૂક્યું. બે ભુજામાં બે તલવારો લીધી; અને ધડ ધીંગાણામાં ઉતર્યું. લશ્કરને એક ગાઉ સુધી નસાડ્યું. સીમાડા માથે કોઇએ ગળીનો ત્રાગડો નાખી ધડને પાડ્યું; અને માથું દરબારગઢમાં રહ્યું.

તું કાંધલજી કાટકચો, ફોજાં અંગ ફેલે;
×કાળુઓત *મીંડા કીયો, ઘોડાં અંગ ઘેરે.

(હે કાળુ મેરના પુત્ર કાંધલજી ! તું ફોજની ઉપર તૂટી પડયો. અને તારા થોડા ઘોડેસ્વારથી તે શત્રુઓને ઘેરી લીધા.

અને સહુથી સરસ સંગ્રામ તો ભાણેજ એરડા ખેલ્યો.

હુરમ્યું ઉતરીયું હરખથી કાંધલને જોવા કોય,
નાઘોરી વર નોય, અપસર વરીઓ એરડા.

(કાંધલને જોવા સ્વર્ગમાંથી હુરમો (અપ્સરાઓ) ઉતરી. અપ્સરાઓને એમ લાગ્યું કે આ યુદ્ધ રૂપી લગ્નમાં નાઘોરીઓ વરરાજા નથી લાગતા. ખરો વરરાજા તો એરડા લાગે છે. તેથી અપસરાઓ એરડાને પરણી.

ખુડાધર બરડા તણી લંગરી વધારી લાજ,
કાંધલ આડો કમાડ આંબો થીયો તું એરડા.

અત્યારે કાંધલજીનું માથું વંથળીના દરબારગઢમાં પૂજાય છે, અને ધડની ખાંભી સીમાડે પૂજાય છે. રા'એ કાંધલજીના માથામાં ઉબેણ નદીને કાંઠે જમીન આપી હતી તે જમીન અત્યારે નાઘોરીનો વંશજ કોઇ મુંજાવર ભોગવે છે.

---

×કાળુસુત. *તલનાં ઓથડાં ખળાવાડમાં ખંખેરે ત્યાર પછી તલની ચોપાસ તલના છોડ ગૂંથીને કુંડાળું કરી લે છે. આંહી કાંધલજીએ પોતાના થોડા ઘોડેસ્વારોથી દુશ્મન રૂપી અનેક તલની આસપાસ કુંડાળું (મીંડુ) કર્યું, એવું રૂપક છે.

કાંધલજીના વંશજોએ દર વિવાહે એક કોરી (પાવલું) કર નાગોરીના વંશજોને બાંધી આપેલો છે, ને પોરની સાલ સુધી એક ફકીર કાંધલજીના વંશજો ઓડદરીઆ મેરો પાસેથી પાવલું પાવલું કર ઉઘરાવી ગયો છે.

અને એ ધીંગાણા પછી નાઘોરીઓ અને મેરો બે ય "લોહી ભાઇઓ" કહેવાય છે. કાંધલજીના વંશજો હજુ ફટાણામાં છે; ને તેનું ફળિયું તે "જીફળિયું" ('કાંધલ' અધ્યાહાર) કહેવાય છે.*

---

*કોઇ કહે છે કે મેરોને 'જી'નો ઇલ્કાબ તો રાણી કલાંબાઇએ જ આપ્યો. તો ચારસો વરસ પૂર્વે કાંધલજી નામ કેમ પડે? તેથી એમ મનાય છે કે કાં તો કાંધલજી જેઠવા હશે. નહીં તો એ કલાંબાઇ પછી થયા હશે. જેઠવા હોય તો નાઘોરીઓને અને ઓડદરા બંધ સંબંધ નહીં. માટે તેમન જૂઠા પડે છે. અને જો કલાંબાઇની પછી કાંધલજી થયા હોય તો જુનાગઢની ગાદીએ રા' ક્યાંથી? મુસલમાન રાજાજ હોય. પણ જેઠવાની દીકરી મુસલમાનના ઘરમાં કદીય ન સંભવે. મને લાગે છે કે વાર્તા લખી છે તે મુજબનીજ સાચી છે. 'જી' તો સામાન્ય રીતે સેંકડો વરસનો જૂનો માનસૂચક પ્રત્યય છે, તેથી તેટલા ખાતરજ એને કલાંબાઇની પછી થયેલા કલ્પવાની જરૂર નથી.

# કાળુજી મેર

કીધી તેં જે કાળવા લાખા વાળી લી',
સૂબા નવસરકું તણો દંડીઓ પોળે દી'.

પોતાના આખા પરિવારને લઇને કાળુજી મેર જુનાગઢના નવાબને ત્યાં નોકરીએ રહ્યા હતા. એને એક બહુ રૂડી બ્હેન હતી. મેરની દીકરીઓને તો દીનોનાથ નવરો હોય તે ટાણે જ ઘડતો હશે! ઇશ્વરે આપેલા રૂપને ઘુમટામાં સંતાડી રાખવાનું મેરની દીકરીઓ શીખી નથી. જોરાવર તો યે કોમળ જણાતી કાયા, ઉઘાડી તો યે ધરતી પર ઢળી રહેતી કાળી ભમ્મર બે આંખો, અને ભર્યું ભર્યું તો યે જરી કરૂણાની છાંટવાળું મુખઃ અને એવી કાયાને ઢાંકવાનો ઢોંગ કરતો—ખરી રીતે તો ઉઘાડી કરવાની લુચ્ચાઈ આદરતો છૂટો પહેરવેશ; કેવો! અર્ધે માથે ટીંગાઇને પગની પાની સુધી ચારે છેડે છૂટું ઝુલતું ઓઢણુંઃ ઢીલું કાપડુંઃ અને દીકરીને વહુથી જૂદી પાડતું સફેદ પેરણુંઃ ઘડીક જાણે મેર–કન્યા સાધ્વી લાગે, ઘડીક લાગે જોગમાયા, તો ઘડીકમાં વળી જોબનીયું હેલે ચડયુ હોય એવી નવયૌવના લાગે. ઘરની ઓસરીની ભીંતે મેરાણી આછા, ઘેરા, ગૂઢા, એવા ભળતા રંગોથી ચિત્રો આલેખે, માટી લઈને ઓરડામાં નકસીદાર કમાનો કંડારે, જોવા જનારને નિર્દોષ હાસ્ય હસી પોતાની કારીગીરી

બતાવે, અને એની ઘોડી, ગાય કે ભેંસને ઓરડાની અંદર જ રાત આખી બાંધી રાખે, અળગી કરે નહીં. મેરાણી જ્યારે હસે છે ત્યારે એની આંખના તારલામાં બેઠા બેઠા જાણે એનો આત્મારામ ડોકીયાં કરે છે. હાવભાવ એને આવડતા નથી. ગાલે આપોઆપ શરમના શેરડા પડે; એથી વિશેષ શરમની ચેષ્ટાઓ એને કોઈએ શીખવેલ નથી. વાહ રે મેરાણી તારાં રૂપ! કોઈ ઉંડી ઉંડી નદીની કારમી ભેખડ ઉપર રસ્તો ભૂલી, ઘોડી થંભાવીને ઉભા રહી, તારી મદદની વાટ જોવાનું કોને ન ગમે? આત્માના રંગ જેવું નિર્મળું હાસ્ય હસીને તું રસ્તો બતાવવા ચાલે એ જીવન-લ્હાણું કેવી દોહ્યલી છે! તેં સુભટો જન્માવ્યા! પ્રેમિકે પ્રગટાવ્યા! અને કોઈ કોઈ વખત કામીઓને શાપથી બાળ્યા! અને કામ-દેવની આગમાં તું યે કયાં નથી ખાખ થઈ?

આવું રૂપ કાળુજીના આંગણામાં બેઠેલું, તે જુનાગઢના નવાબે જોયું. જોતાં જ એ બેભાન બન્યો. કાળુજી પાસે માગું નાખ્યું; દલીલ લડાવી કે "રાણીજાય બી સોઇ, બીબીજાયા બી સોઇ!"

"નવાબની માગણીનો છાજતો જવાબ આપવા હું આવીશ." એમ કહીને કાળુજીએ ઉચાળા ભર્યા. નવાબ કહે કે નહીં માન તો જોરાવરીથી લઇશ. નવાબે ગઢના દરવાજા બંધ કરાવ્યા. ચોકી પહેરા બેસાડયા. કાળુજી પોતાની બ્હેનને પોતાની પછવાડે બેસાડી, ઘોડી ટપાવી

ગઢની બહાર નીકળ્યો. બ્હેનને નિર્ભય સ્થળે મૂકી આવ્યો. પણ નવાબની માગણીનો સાચો જવાબ નથી અપાયો એવી ઉણપ એનાં અંતરમાં રહી ગઇ. ફકીરને વેશે પાછો જુનાગઢ આવ્યો. નવાબના દરવાજામાં સાંઇ મૌલાને કોઇ રોકે નહી. કાળુજીને ખબર હતી કે કઇ મેડી ઉપર શાહજાદો અને વજીરજાદો એકલા રમે છે. ઉપર જઇને દાદરો અંદરથી બંધ કરી દીધો. અને પછી અંદરથી ત્રાડ નાખી કે "જુનાગઢના નવાબ ! મારી બ્હેનનું માગું નાખવાનાં મૂલ પણ કેવાં મોંઘાં છે તે જોઇ લે. હમણાં તારા શાહજાદાની મૈયત કઢાવું છું."

મેડીને દાદરે માણસોની ઠઠ્ઠ જામી. નવાબ બહાર ઉભો ઉભો મનાવવા લાગ્યો કે "કાળુજી, તું માગ તેટલાં જવાહીર આપું."

નેજે જે નવાબ ઉભો અરદાશું કરે,
જોરાવર જબાબ કઢે મેર કાળવો.

( નવાબ ઉભો ઉભો આજીજી કરે છે, અને કાળુજી એનો જોરાવર જવાબ કાઢે છે. )

કાળુજીએ જવાબ વાળ્યો કે "જવાહીર જોતાં હોત તો તો મારી બ્હેનને જ તારા જનાનામાં વેચાતી આપી દેત. પણ અમે જેઠવા વંશનું પડખું સેવ્યું છે. મેરને જવાહીર કરતાં આબરૂ વધુ વ્હાલી છે. હવે આપણું ખાતું સરભર થઇ ગયું છે. હેમખેમ જાવા દે એટલું માગું છું."

નવાબે કબૂલ કર્યું કે સીમાડા સુધી કાળુજીને હેમખેમ મૂકી આવવા. પણ પેટમાં પાપ હતું. કાળુજીને માટે ઘોડી મગાવી. કાળુજી ઘોડીના પગ ઉંચા કરીને જુએ ત્યાં ડાબલામાં* નાગફણીઓ જડેલી દેખી. ઘોડી બદલાવી, બસો મકરાણીઓ સીમાડા સુધી મૂકી ગયા. પછી કાળુજી છૂટો થઇને ભાગ્યો. કારણ કે વાંસે જુનાગઢની વાર ચડી ચૂકી હતી.

નાસતો નાસતો કાળુજી ગોંડળનો આશરો લેવા આવ્યો. ગોંડળમાં વખતે ભા' કુંભાજીનો પહોર ચાલતો હતો.

એવા મરદ કુંભાજીએ પણ જુનાગઢના બહારવટીઆને ન સંઘર્યો. ત્યાંથી ભાગીને કાળુજીની ઘોડી મેઢાનાર નદી ટપીને ઓખામંડળના પોશીત્રા ગામમાં પહોંચી. ઓખાના વાઘેરોએ એને આશરો દીધો.

પાછળ જુનાગઢ, ગોંડળ અને નગર, એ ત્રણે રાજની બહાર ચડી. પોશીત્રાની બહાર પડાવ નાખીને દુશ્મનોએ ગઢ સુધી સુરંગ ખોદાવી. સુરંગનો અગ્નિ જ્યારે નજીક આવવા લાગ્યો ત્યારે ગઢના કોઠામાં મૂકેલ થાળીમાંથી મગના દાણા થરહરવા લાગ્યા. કાળુજી સમજ્યો કે ધરતી હમણાં ફાટશે. એણે પોતાનાં તમામ કુટુંબીઓને નાઠાબારીમાંથી રવાના કર્યાં, પણ એનો શુરવીર સુત વેજો બાપની વસમી વેળાએ વેગળો થાય ખરો કે? એણે તો બાપની સાથે

---

*ખીલા.

રહીનેજ મરવાનો પોતાનો વિચાર પ્રગટ કર્યો. એને આમ મરતો અટકાવવા કાળુજીએ કહ્યું:–"છોકરા, હું તો જગતમાં નામ રાખીને મરૂં છું; પણ નાહક તું કાં મુવા? ભીંત હેઠ કચરાઇ મરવામાં કાંઇ કીરત છે? મ્હારો સાચો ફરજંદ હો તો આ.પથી સવાયું નામ કાઢી મરજે ને!" આથી વીર વેજો પણ ચાલ્યો ગયો. કાળુજીએ વિચાર્યું કે વાહ! આવી જાન ફરી ક્યારે જોડવાની હતી? આજ તો મરવાની પણ મજા છે.

ત્યારપછી પોતે ઘીના કુડલામાં બેસીને આગ લગાડી બળી મુવો. પણ શત્રુના હાથમાં ન આવ્યો.

જુનાગઢમાં જ્યાંથી કાળુજીએ ઘોડી ટપાવી હતી તે જગ્યાએ એક દરવાજો છે. તે આજ પણ કાળુજીના નામ ઉપરથી કાળવા દરવાજા તરીકે ઓળખાય છે.

છપ્પો

જબ્બર આયો જામ, મરદ સાથે મછરાળાં;
કુમકે ક્રોધી કુંભ, સંગ ઝાલા મતવાલા.
માંહી નર કુંડા નવાબ, ચાંપ શું કટક ચડીયાં,
હેડું હિમે હિલોલ, આવી પોસીતરે અડીયાં.
ત્રેવડે વાત મનમાં ત્રઠી, ધીંગે ધરી ઓખે ધજા;
કાળવે મન મીઠા કર્યાં, મરવાની આવી મજા.



# હાથીઓ મેર

## (મોઢવાડીઓ)

---

કેસવાળા, મોઢવાડીઆ, રાજસખા અને ઓડદરા, એ ચાર વંશના મેરમાંથી મોઢવાડીઆ મેરનું મથક બરડામાં મોઢવાડા નામે ગામડું છે. એ વીરભૂમિને પાદર પાળીઆનો પાર નથી. ત્યાં એક હાથીઓ મેર થઇ ગયો.

એક દિવસ હાથીઓ બાવાવાવની થડમાં ગામથી આથમણી દિશાએ પોતાના ખેતરમાં હળ હાંકતો હતો. તેવામાં જુનાગઢના નવાબનું પાળ* (સૈન્ય) મોઢવાડા ગામની બજારમાં નીકળતું એણે જોયું. પાળ ટુંકડાને માર્ગે જાતું હતું. સાંતી થંભાવીને રીડયો પાડતો પાડતો હાથીઓ મારગને કાંઠે પહોંચ્યો, અને પૂછયું કે "પાળ ક્યાંથી આવ્યું ? ક્યાં જાય છે ?"

પાળના સરદારે આ એકલવાયા મેરની મશ્કરી કરીને કહ્યું કે "તારૂં મોઢવાડું ભાંગીને ટુંકડે જાઇએ છીએ."

"હું જીવતે તમે મારૂં મોઢવાડું ભાંગીને જાશો ?" એમ કહીને એણે તલવાર તાણી. ચોફાળનાં ડારણાં છોડીને રસ્તા આડો ચોફાળ પાથર્યો, અને પછી કહ્યું કે "હાલ્યા આવો, મારી કાયા ઉપર પગ મેલીને ખુશીથી હાલ્યા જાઓ.

---

*ખંડણી ઉઘરાવવા નીકળે તે સૈન્યને પાળ કહેવાય.

ધીંગાણું માંડીને એકલે હાથે હાથીએ એકવીસ યોદ્ધાઓને માર્યો, ત્યાર પછી એનું માથું પડયું. પાળ ચાલી નીકળ્યું. એની પાછળ હાથીઆનું ધડ દોડયું. દોઢ ગાઉ ઉપર ધડ પડયું. આજ પણ ત્યાં હાથીઆણીનાં દેરાં છે.

નવાણુ નેજા તણા, આવીને ઓઘ કીધા;
(પણ) મોઢ! મેલી ના, હાલ્ય તારી હાથીઆ.



# ભગત દુદા ધાંગડ

## (મોઢવાડા)

---

મોઢવાડાનો કિલ્લો આજે દરબારી અમલદારોનો ઉતારો બન્યો છે. એના ખળભળી ગએલા પત્થરો ખડકીને મહેમાનોનું પાયખાનું કરેલું છે. પાદરમાંથી એક પાળીઓ લાવીને કડીઆઓએ એને નવા ઉતારાના ઉંબર નીચે ચણી લીધો છે. હયાના અણુરૂઝયા ઘા જેવા થોડાક અક્ષરો હજુ પણ એ અમલદારોના ચરણ નીચે ઘસાતા પાળીઆમાં અણભુંસ્યા રહ્યા છે. એવા કેટલા પાળીઆ, કેટલાં કેટલાં ગામોમાં, નવા ઉતારા ચણવામાં વપરાયા હશે !

એ કિલ્લો મોઢવાડાના મેર દુદા ભગતે બંધાવેલ હતો. ભગતને રૂપી અને સોઢી નામે બે સ્ત્રીઓ હતી.

એક વખત બૂમ પડી કે વાઘેરો ગામની ગાયો વાળીને જાય છે. ગોવાળીઆ ધા નાખતા ભગત પાસે દોડયા. ભગત પોતાની રોઝી ઘોડી ઉપર ચડી, ભેટમાં તલવાર અને હાથમાં ભાલું લઇ સહુ મેરોની મોખરે નીકળ્યા.

સાંજ પડી ત્યાં તો કારમી હણહણાટી દેતી રોઝી ઘેરે આવી. પલાણ ઉપર અસ્વાર નહોતો. રોઝી આકાશની સામે જોઇને ચીસો પાડવા લાગી, જાણે પોતાના ધણીને વિમાનમાં બેસીને સ્વર્ગાપુરીમાં વિચરતો જોતી હોય ને !

સોઢીએ ઓરડામાં બેઠાં બેઠાં ઘોડીની હણહણાટીનો ભેદ સમજી લીધો. એણે ચીસ પાડી કે "રૂપી, રોઝીનો ધણી નાકી રણમાં રહ્યો."

એટલું સાંભળતાં તો "જે અંબે! જે અંબે!" બોલતી રૂપી ઓરડામાંથી બહાર નીકળી. એની આંખોમાં જાણે સતના દીવડા પ્રગટ થયા. એના હોઠ ફફડવા લાગ્યા. એ ગામને પાદર ચાલી નીકળી. વાંસે આખું ગામ ઉલટ્યું. બે હાથની તાળી પાડતાં તો આગની જવાળાઓ છુટી. ચિતામાંથી રૂપીએ જોયું કે સોઢીનું શરીર ધ્રુજવા લાગ્યું છે, સોઢીની આંખોમાં સત ભભુકવા લાગ્યું છે. એટલે રૂપીએ રાડ નાખી "સોઢી, આજ નહીં, ખમૈયાં કરી જા બ્હેન."

સોઢી બોલી, "કાં બાપ, તારે એકલાં જઈને ભગતની ચાકરી કરવી છે, ને મને આ ભવસાગરમાં રઝળતી મેલવી છે, રૂપી?"

ઝુંપીમાંથી ખડખડ હસવાનો અવાજ આવ્યો. રૂપી બોલી કે "બ્હેન, તારા ઉદરમાં ઓધાન છે. જા. મારૂં વચન છે કે એક વરસ વીત્યે જ તને સત ચડશે. એક વરસ પૃથ્વીમાં રહીને ભગતના દીકરાને મોટો કરજે, મારા નામની વાવ ચણાવજે, બ્રાહ્મણોને જમીન દેજે. જા, મારાથી સવાયાં સત તારાં ગણાશે."

રૂપીનો દેહ રાખ બની ગયો, આત્મા દુદા ભગતના આત્મામાં ભળી ગયો. અને સોઢીએ રૂપીના નામની વાવ

બંધાવી, બ્રાહ્મણને ચારકોસી વાડી, ચોવીસ વીઘા જમીન અને ચોવીસ સો કોરી રોકડી દીધી. દીકરાને જન્મ દીધો. પછી બરોબર એક વરસે એને ય સત ચડ્યું.

આજ મોઢવાડાને પાદર રૂપીવાવ મોજૂદ છે. સોઢીનો ચોરો પણ ચણેલો છે. બ્રાહ્મણને દીધેલી વાડી અને જમીન પણ હજુ કોઈએ ઝુંટવી નથી લીધી.



# રીણો ભોજાણી

## (મોઢવાડા)

---

જામનગરના બારાડી તાલુકામાં સાતબારી નામે સાત ગામો એકબીજાની લગોલગ આવેલાં છે. ત્યાં રાવ રજપૂતો રાજ કરતા હતા. એક વખત રાવ રજપૂતો મોઢવાડાને પાદર નીકળ્યા. પાદરની વાવ ઉપર મેરાણીઓ પાણી ભરતી હતી. રજપૂતોએ પનીહારીઓની મશ્કરી કરી.

પનીઆરીઓ ઉઘાડાં માથાં ઉપર હેલ માંડીને ગામની વચ્ચોવચ્ચ નીકળી. બજારે મેર મરદો બેઠેલ. તેને આ મલાજા વિનાનું વર્તન જોઇ માઠું લાગ્યું. કોઇએ પૂછ્યું કે "ઉઘાડાં માથાં કેમ ?"

મેરાણીઓ તાડુકી ઉઠી, "માથાં કોનાં ઢાંકીએ ? મેરમાં મરદ જ કયાં ર્‌હ્યો છે ? નહીં તો સાતબારીના રજપૂત અમારો ચાળો કરીને જીવતા જાય ?"

રીણો ભોજાણી ડાયરામાં બેઠો હતો તે ઉભો થયો ઘોડેસ્વારોને લઇને સાતબારી ભાંગી. મેરાણીઓએ ફરી માથાં ઢાંકયાં.

ભોજાણી તેં ભાંગીયાં કે પાડાનાં કાંધ,
સિંહ ન રાખે સાંધ રીડ પડંતે રીણીઆ.

---

# મૂળુ મેર (મીણંદનો)

## (મોઢવાડીઓ)

ઈ. સ. ૧૭૭૮ ની સાલમાં પોરબંદરના રાણા સરતાનજીએ નવા નગરના સીમાડા ઉપર પોતાના વડાળા ગામમાં એક વંકો કિલ્લો બાંધ્યો, અને તેનું નામ "ભેટાળી"* પાડયું. આજ પણ એ કિલ્લાનાં ખંડેર ગમે તે ઠેકાણે ઉભા રહીને જોઇયે, તો ત્રણ કોઠા દેખાય, ચોથો અદૃશ્ય રહે. એવી એની રચના કરી હતી.

નવાનગરનો એક બારોટ ત્યાંથી નકળેલો, તેણે એ નવો કિલ્લો જોવાની માગણી કરી. કિલ્લાના રખેવાળ મેર મૂળુ (મીણંદના) એ ના પાડી. તેથી ચારણ સ્ત્રીનો વેશ પહેરીને જામ સાહેબની કચેરીમાં ગયો. જામ જસાજીએ પૂછ્યુ કે "કવિરાજ, આમ કેમ ?"

ગઢવી બોલ્યો "અન્નદાતા, મારો રાજા બાયડી છે, એટલે મારે પણ બાયડી જ થાવું જોઇએ ને!" ગઢવીએ દુહો કહ્યો.

"ઉઠ અરે અજમાલરા, ભેટાળી કર ભુકો"
"રાણો વસાવશે ઘુમલી (તો) જામ માગશે ટુકો"

---

* ભય ટાળનાર.

જ્યારે જામે બધી હકીકત જાણી. એને ફાળ પડી કે નાક્કી જેઠવો વડાળાના ગઢની સહાયથી પાછો ધુમલી હાથ કરી લેશે.

જામે પોતાના જમણા હાથ જેવા જોદ્ધા મેરૂ ખવાસને આજ્ઞા કરી કે ભેટાળીને તોડી નાખો. મેરૂએ રાણાને કહેણ મોકલ્યું કે "વડાળું ભાંગીશ."

રાણાએ જવાબ વાળ્યો કે "ખુશીથી, મારો મૂળુ મેર તમારી મહેમાનગતી કરવા હાજર જ છે."

એક મહિનો ને આઠ દિવસ સુધી યુદ્ધ ચાલ્યું.

એક મહિનો ને આઠ દી' ઝુલાવ્યો તેં જામ,
ગણીએ ખવે ગામ માભડ વડાળું મૂળવા.

મેરામણ ખવાસે 'લક્કડગઢ' નામનો એક હાલી ચાલી શકે તેવો કાષ્ટનો કિલ્લો કરાવ્યો. ધીરે ધીરે લક્કડગઢને ભેટાળીની નજીક નજીક લાવતા ગયા. આખરે લક્કડગઢમાંથી નીકળીને જામના સૈન્યે ભેટાળીની ભીંતિ ચડવા માંડયું. ત્યાં તો અંદરથી મૂળુના સૈન્ય બંદુકો છુટી. લક્કડગઢમાંથી હારો હારો દાણા સમાય એવડાં નગારાં મૂળુ (ભીણુંદનો) ઉપાડી આવ્યો. અને જામની સેનાને નસાડી.

લાદ્યા તંબુ લુંટીયા નગારાં ને નીસાણ
મોર્યે હરમત મૂળવો ખાંડાં હાથ ખુમાણ.

જામનું રાવળ ગામ જે નજીક હતું, તેમાં મૂળુએ હાક બોલાવી.

વડાળા સું વેર, શવળમાં ઈંવાય નૈં;
મોઢા જાગ્યો મેર, માથાં કાપે મૂળવો.
રાવળ માથે આવીઓ, રવ્ય ઉગમતે રાણ;
મોચેં પૂગો મૂળવો, ખાંડાં હાથ ખુમાણ.
હળ ભાગાં દો વાટ, માળીડાં મેલ્યે કચેં,
બોલે મૂળુ ઠાઠ, શેકે મેણુંદરાઉત.
કહીઈ તારે કપાળ, જોગણુનો વાસો જે;
મીટોમીટ મળ્યે, મેરૂ ભાગ્યો મૂળવા.

રાણા સુલતાનજી ચોરવાડ પરણ્યા હતા. ચોરવાડના જાગીરદાર રાયજાદા સંઘજીને માળીઆના અલીઆ હાટીએ માર્યો. રાણાએ ચોરવાડ હાથ કરવા મૂળુ મેરને મોકલ્યો. ચોરવાડ જીતીને વેરાવળ ઉપર જતાં ધીંગાણામાં મૂળુનો એક હાથ કાંડેથી કપાઈ ગયો.

મહારાણાએ પૂછ્યું કે "બોલો મૂળુ ભગત, કહો તો એ હાથ રત્નજડિત કરાવી આપું, કહો તો સોનાનો ને કહો તો રૂપાનો."

રાજકચેરીમાં ઉભા થઈને નિરભિમાની મૂળુએ જવાબ દીધો કે "રાણા, કો'ક દી મારા વંશમાં ભૂખ આવે તો સોના-રૂપાનો પંજો વેચી નાખે, માટે મારી સાત સાત પેઢી સુધી તારી એંધાણી રહે એવો લોઢાનો પંજો કરાવી દે."

પોતાના ઠુંઠા હાથ ઉપર રાણાએ આપેલો એ લોઢાનો પંજો ચડાવીને મૂળુ ભગત એમાં ભાલું ઝાલી રાખતા. જમૈયો દીધો હતો તે કમરમાં પહેરતા, અને એક નેજો ને બે નગારાં દીધાં તે લઇને મળુ મેર વરસોવરસ દશેરાની સવારીની અંદર પોરબંદરમાં મોખરે ચાલતા.

આજ મોઢવાડાની અંદર એની પાંચમી પેઢીએ સામતભાઇ મેર હયાત છે. સામતભાઇના ઘરમાં બે નગારાં, એ એક નેજો, એ લીલા (નીલમ જેવી કોઈ ચીજના બનાવેલા) હાથાવાળો છરો અને એ લોઢાનો પંજો મોજૂદ છે. આજ દોઢસો વરસ થયાં એ પંજાને માથે માનતાના સીંદુર ચડે છે. એ છરાનો હાથો ધોઇને પાણી પીવાથી કેટલી ચે ઓની પેટપીડ મટી છે, અને એ નેજો નગારાં હજુ પણ જેઠવા રાજાની સવારીની મોખરે ચાલે છે. નગારાં તૂટી જાય તો તેની મરામતનું ખર્ચ રાજાજી આપે છે. મૂળુની ડેલીમાં વૈભવ વિલાસ નથી. માઢ મેડી નથી. નીચી ઓસરીઆળા, સાદા, માટીના ઓરડાની અંદર એનો પરિવાર વસે છે, ઓસરીની ભીંતે ચિત્રો કાઢે છે, અને સ્ત્રી પુરૂષ ખેડ કરે છે. ડોશીઓ રેંટીઆ કાંતે છે.

નિરભિમાનીપણું તો એના વંશજોના મ્હોં તરવરતું દેખાય છે.



# ભાણેજનું લોહી

વિક્રમ સંવત ૧૯૩૦ ના વર્ષમાં એક દિવસે નવા-નગરના જામ સતાજીના દરબાર ગઢમાં એક ચારણ દધ-વાયો બનીને આમ તેમ દોડતો હતો. દરબારગઢના દરેક માણસને, પશુને, અને પત્થરને જઇ પૂછતો હતો કે "મારો રાણો ક્યાં? "

"મારો રાણો ક્યાં?" "મારો રામદેવજી ક્યાં?" "રાણાને પાછો લાવો." એવી એ ચારણની કળકળતી બુમોથી દરબારગઢના પત્થર ધ્રુજી ઉઠયા, ને આખો ગઢ કોઇ ઉજ્જડ ભૂતખાનાની માફક સામો પડઘો પાડીને પૂછવા લાગ્યો કે " રાણો ક્યાં ? " માણસો એકબીજાને પૂછવા મંડયાં કે "રાણો ક્યાં ?"

કોઇએ ચારણને કહ્યું કે " રાણાની મામીઓ એને મળવા ઝંખતી હતી તે રાણો ગઢમાં ગયા છે. "

ફડકે શ્વાસ લેતો ચારણ થોડીવાર વાટ જોઇને બેઠો. પણ રાણો મામીઓના ખોળામાંથી પાછો વળ્યો જ નહીં. રાણીઓના માઢમાંથી નીકળનારા એકેએક માણસનું મ્હોં કાળું શાહી જેવું થઇ ગયેલું હતું. ચારણ પૂછતો કે " રાણો ક્યાં ? " માણસો અબોલ બનીને ચાલ્યાં જતાં હતાં

દરબારગઢના ઝરૂખા સામે ઉભો રહીને ચારણ રાડ પાડી ઉઠયો કે " રાણા ! રાણા ! બાપ, નીચે ઉતર. તારી

માને મેં ઓળાઘરી દીધી છે. : મારા રાણાને લાવો ! રાણાને પાછો લાવો !"

ચારણ બ્હાવરો બન્યો. ઝરૂખાની ભીંત સાથે : : માથું પછાડવા મંડયો. પણ રાણાએ જવાબ દીધો નહીં.

"લે આ તારો રાણો" એવો એક અવાજ આવ્યો. અને તે સાથે જ ઝરૂખામાંથી એક ગાંસડી ધબ દઈને ધરતી ઉપર પડી. લોહીમાં તરબોળ એ ગાંસડીને ચારણે છોડી. અંદર જુએ તો રાણા રામદેવજીના કટકા ! હાથ નોખા, પગ નોખા, ધડ નોખું, અને જાણે મામીઓનાં મીંડડાં લેવરાવવા હસીને હમણાં જ નમ્યુ હોય તેવું તાજું કાપેલું માથું પણ નોખું.

"બસ મારા બાપ ! કયાંય રેઢો નહોતો મેલતો ! અને આજ જંગલ ગયો તેટલી વાર તું રહી ન શકયો ? મામીનાં તેડાં બહુ મીઠાં લાગ્યાં ? ઓય મારી અણમોલી થાપણ ! પોરબંદરની રાણીને હવે હું તને શું જવાબ આપીશ ?"

ચારણ ખૂબ રોયો. દરબારગઢ આખો જાણે એની સાથે સાદ પૂરાવવા લાગ્યો

આ ચારણનું નામ કાંવીદાસ લાંગો. જામ સતાજીનો એ દસોંદી. પોરબંદરના રાજા જેઠવાનો કુમાર રામદે સતાજીનો સગો ભાણેજ હતો. સતાજીને નગરનું રાજ વિસ્તારવું હતું. નાના ભાણેજને તેટલા ખાતર ટુંકો કરવો હતો ઘણી ઘણી વાર બોલાવે પણ ભાણેજ આવે નહીં, કેમકે બ્હેનને ભાઇની

મતલબનાં પડઘા વાગી ગયા હત. આખરે કાંવીદાસને જામે કહ્યું કે "આપણે આંગણે લગન છે. ભાણેજ ન આવે તો દુનિયા શું કહેશે ? ગઢવી, જાઓ, તમારી ખોળાધરી દઇને બ્હેનના ભાણીઆને તેડી આવો."

ચારણની ખોળાધરી એટલે તો વિધાતાનો લેખ ! પોરબંદરની રાણીએ દીકરાને દુઃખણાં લઇને ભાઇને ઘેર લગન ઉપર વળાવ્યો. મામાએ લગનમાં ભાણેજને લોહીથી નવરાવ્યો તે આ રીતે.

ચારણ ઘેર ગયો. એકનો એક દીકરો જમલદાસ હતો, તેને કહ્યું કે "બાપ ! આપણા ધણીને આજ ભાણેજનાં લોહીની તરસ લાગી છે. આજ વિશ્વાસઘાતથી ધ્રૂજી ઉઠેલી નગરની ધરતી ધા નાખી રહી છે. આપણા ઘરમાં ન્હાનાં મ્હોટાં અઢાર માણસો છે. તો આવો, આપણે જામને લોહીથી ધરવી દઇએ."

કાંવીદાસ લાંગાના એકના એક દીકરાએ છાતીમાં કટાર ખાધી, રૂધિરનો ધારાઓ છુટયો, એમાંથી ખોબા ભરી ભરીને કાંવીદાસે નગરના દરબારગઢ ઉપર છાંટયા. ચારણઆણીઓએ સ્વહસ્તે પોતાના થાનેલા કાપી કાપીને "લેજો રાણાજી" કહી ગોઝારા ગઢની ભીંતો પર ફેંકયા. વળી દૂધીઆ દાંતવાળાં બાળકોનાં નાનકડાં માથાં શ્રીફળો વધેરે તેમ દરબારગઢની ભીંતે વધેરી વધેરી શેષ મેલી. પછી એક ગાડું જોડયું. એમાં કપાસીઆ ભર્યાં. ઉપર ઘી રેડયું. એની ઉપર તેલમાં તર-

લાલ કરેલાં લુગડાં પહેરી, પોતાનાં બાકીનાં પાંચ માણસો સાથે કાંબીદાસ બેઠા. હાથમાં માળા લઇને "હર! હર! હર!"ની ધૂન સાધી. કોળીનો એક છોકરો ગાડું હાંકતો હતો, તેને ચારણે કહ્યું કે "બાપ! ગાડાને આગ લગાડીને તું બા'રો નીકળી જા."

કોળી બોલ્યો "બાપુ! તમે એમ માનો છો કે હું અગ્નિની ઝાળ દેખીને આખરને વખતે ભાગીશ ને તમારા ત્રાગાને ભોંઠામણ આપીશ? એમ બ્હીક હોય તો જુઓ, નજર કરો મારા પગ ઉપર."

ચારણ જુએ ત્યાં તો કોળીએ લોઢાની નાગફણીઓ ઠોકીને પોતાના પગ ગાડાની ઉંધ સાથે જડી લીધેલા!

ગાડું દરબારગઢમાં ચાલ્યું. કપાસીયા સળગ્યા. ગાડાને આગ લાગી, ચારણ પરિવારનાં લૂગડાં સળગ્યાં, કાયા ચડ ચડ ચડ બળવા લાગી. દેવતા હાડકામાં દાખલ થયો ત્યાં તો ફડ ફડ ફટાકીઆ ફુટવા લાગ્યા. છતાં એ પાંચ માણસોની જીવતી ચિતામાંથી કેવો સ્વર આવે છે? હર! હર! હર! હર! પાંચે માનવી જ્યાં બેઠાં હતાં ત્યાં ને ત્યાં થંભી ગયાં, અને છેવટે અગ્નિએ હાથ પાડી નાખ્યા ત્યારેજ હાથમાંથી માળા નીચે પડી. કોળીનો છોકરો ઉંધ ઉપર જ સળગી ગયો. સતાજી જામના દરબારગઢે તે દિવસ અઢાર +દેવીબાળકોના અમોલા ભરખ લીધા.

---

+ એ કાવિદાસ લાગાના વંશજો હાલ છાયામાં રહે છે; ને જેઠવા રાણાના આશ્રિતો થઇ રહ્યા છે.

૨

ભાણેજને પતાવીને જામ સતાજીએ રાણાની ધરતી ધમરોળવા માંડી. અરબી સમુદ્ર ને બરડા પર્વત વચ્ચે આવેલો ભાણેજનો તમામ મુલક મામો ગળી ગયો. ને ભાખીરાની ખાડીને તેણે પોતાની રાજ્યસીમા બનાવી. મરનાર રાણાનો પુત્ર રાણો ભાણજી બરડો છોડીને પોતાની રાણી કલાંબાઇ અને ન્હાનકડા કુમારને લઇ ભાગવા મંડયો, જંગલોમાં સંતાયો, ને આખરે એનો દેહ છુટી ગયો.

નિરાધાર રાણી કલાંબાઇને અને કુંવર ખીમાજીને ઉંચે આભ ને નીચે ધરતી વિના બીજું કોઈ શરણુ દેનાર ન રહ્યું. ધરતીમાંથી પણ ડગલે ડગલે જાણે જામના પગના ધબકારા સંભળાતા હતા. ત્યાં તો મેરોમાં હાક બોલી કે "હાં! માટી થાઓ! આપણી રાજમાતા રઝળી પડી; આપણા બાળ રાજાની હમણાં હત્યા થશે." ત્રણસો મેરોએ જામના સીંકાગ ગામ પાસેથી રાજમાતાને અને બાળરાજાને હાથ કર્યાં. ઓડદરમાં લાવીને ઓરઠા કાઢી આપ્યા. મેરોએ કહ્યું કે "મા, મન હેઠું મેલીને રહેજે. આંહી તારા દીકરાનો વાળ પણ કોઇ વાંકો નહીં કરે."

એક દિવસ ઓડદરને કાંઠે એક ભાંગેલું વ્હાણ ઘસડાઇ આવ્યું. વ્હાણમાં ઇંટો ભરી હતી. મેરોએ રાણીમાને એ ઇંટોનું એક પાણીઆરૂં કરાવી દીધું. એક દિવસ કલાંબાએ જોયું તો એક ઇંટનો ખુણો ટોચાયેલો દેખાણો. અને એમાંથી પીળું પીળું સોના જેવું કંઇક ચકચક કરતું હતું,

રાણીએ તપાસ્યું તો ઉપરના પડની નીચે આખે આખી હેમની ઈંટ હતી. બધી ઈંટોમાં એ જ ભેદ જડયો. ધણીની ધરતી હાથ કરવા માટે સ્વપ્નામાં યે ઝંખતી રાણીને હૈયે હવે હિંમત આવી.

એક દિવસ રાણીએ પૂછયું કે "આ રબારીઓ ભેંસોને રાતમાં કયાં લઈ જાય છે?"

મેરોએ જવાબ દીધો કે, "માડી, પહર ચારવા."

"પહર એટલે?"

"એટલે અધરાતથી સવારો સવાર લગી ભેંસોને લીલાં ખડ ચારીને ધરવ કરાવે. એટલે ભેંસો દોણાં ભરી ભરીને દૂધ કાઢે."

"ત્યારે હું મેરોને અને રબારીઓને પહર ચારૂં તો?"

"તો તને તારૂં રાજ ઘેર કરી દે!"

હેમની ઈંટો વટાવી વટાવી કલાંબાઈએ મેરોને અને રબારીઓને સુખડી ખવરાવવા માંડી. ખવરાવવા પીવરાવવામાં કાંઈ ખામી ન રાખી. છ મહિના થયા ત્યાં તો મેરોએ અને રબારીઓએ હાથીનાં કાંધ જેવા કાંધ કાઢયાં લોઢાની ભાગોળ જેવા બધાના હાથ બન્યા શરીરનું જોર ફાટ ફાટ થવા લાગ્યું. ત્યારે પછી મેર રબારીઓએ કહ્યું કે "માડી, હવે હુકમ કર, હવે નથી રહેવાતું."

રાણીનો હુકમ થયો. મેરોની ફોજ ચડી. જામ સતાજીનો ભાઈ ખેંગારજી બાર ગામ લઈને નગરથી ઉતરેલો તેના મુખ્ય ગામ રાવળ ઉપર તૂટી પડયા. કેમકે રામદેવજીને મરાવી નાખનાર ખેંગારજી હતો. મેરોએ ગઢ લેળી લીધો. પણ ખેંગારજી કોઠા ઉપરથી નીચે ઉતરતો નહોતો.

ત્યારે ચારણે કહ્યું કે "આજ ખેંગારજી કોઠામાં ન હોય, કોઠો ખેંગારજીમાં હોય."

ખેંગારજી ઉતર્યો, ને મરાયો. એનું માથું કાપીને મેરો કલાંબાઈ પાસે લાવ્યા. રાવળ ગામ લૂંટીને ખેંગારજીનાં નગારાં લઈ ગયા. આજ પણ રાણાને ઘેર "ખેંગાર-નગારાં" પડયાં છે.

ત્યાર પછી મેરોએ બરડામાંથી જામની ફોજ તોડવા માંડી. ભાણવડમાં જામનો દાણી રહેતો હતો તેને ઉડાડયો. જામની સેના સામે લડતાં લડતાં ૨૪૫૦ મેર મુવા. એમાં કેસવાળાઓ, મેઢવાડીઆ, રાજસખા અને ઓડદરા, એમ ચારે વંશના મેર સામેલ હતા. કેસવાળા મેરને માટે કહેવાય છે કે

"કે'દી' કેસવાળા તણો, નર નરસો ન થાય,
"પડકાર્યો પડમાંય કુંજર ઢાળે કેસવો."
"કેસવાળા કેસવ તણો પોરસ અંગ પોતે
"હજડે ભલ દાખ્યે કુંજર ઢાળે કેસવો."

આખો મુલક હાથ કરીને કલાંબાઇને કહ્યું કે "લે બા, તારૂં રાજ સંભાળી લે."

રાણીએ કહ્યું કે "વીરાઓ! જાઓ, આજ એક રાતમાં તમે જેટલાં ગામને તોરણ બાંધો તેટલાં તમારાં."

રબારી તો એવા રાજી રાજી થઇ ગયા કે રાત બધી સૂઇ રહ્યા, અને મેરોએ *ચાલીસ ગામનાં તોરણ બાંધ્યાં. રબારીઓ ભળકડે ઉઠયા, અને માત્ર કાળીખડું અને રાંધાવું, એ બે ગામને જ તેઓ પહોંચી શકયા.

આ વાર્તાના સંબંધમાં લોકો ગાય છે કે—

ખીમાજી સું ન ખાટીએ નાગર
જેઠવો જોરાબોળ,
અરડે બેઠા [1]બીલનાથ બંકા
દીએ નગારે ઠોર.
દીએ નગારે ઠોર: ઠણેણે, ને સોળસેં બાંધી તેજણ હણેણે;
સાત સાયર ને સૂસવે સાગર, ખીમાજી સું ન ખાટીએ નાગર.

૨

વર [2]વડાળું ને [3]ફરાવળું કન્યા,
વગતે વીવા થાય,

---

*અત્યારે મેરોનાં સુગાંગ ગામ સોળ જ રહ્યાં છે. એમ કહેવાય છે કે વિક્રમાજીત રાણાના વખતમાં પ્રેમજી કામદારે કુંવરના જન્મ-ઉત્સવ ઉપર મેરોને પોરબંદર બોલાવ્યા, પણ સાથે ચારણોને ન આવવા દીધા. પછી મેરોને ખુબ ખવરાવી પીવરાવી ફોસલાવીને કુંવર પછેડામાં ઘણાં ગામ લખાવી લીધાં. ત્યારપછી ક્રમે ક્રમે મેરોએ સોળ સિવાયનાં તમામ ગામો ગુમાવ્યાં.

૧ બીલનાથ મહાદેવ. ૨ જેઠવાનું ગામ. ૩ જામનું ગામ.

પ્રથમ કંકોતરી કુવીઆણે મોકલી

જુનેગઢ ખબરૂં જાય.

જુનેગઢ ખબરૂં જાય તે જાશે, અમરજી દિવાન ભેળા થાશે,
તમે આવ્યે આંહી ભાગશે ભન્યા, વર વડાળુ ને રાવળું કન્યા.

૩

રૂડી રથ રાવળે મંડાણી

સુનેરી ગઢ ચણાય,

વીભોજી જામ બેઠા ગોખમાં

જેઠવી ફોજું જાય.

જેઠવી ફોજું જાય તે જાણી, ઓખીરે બેઠા જામના હાણી;
પાણો કાંકરો લીધો તાણી, રૂડી રથ રાવળે મંડાણી.



# આઈ જાસલ

( 'રસધાર' માટે લખનાર—જગજીવન કાલિદાસ પાઠક, પોરબંદર)

---

*"આ તેજણુ તરસે તલવલાંસ; થાળામાં બે કળહા પાણી નાંખાંસ બીન ?"

"ભલે, નાંખાંસ ભઇ !"

તેજણની તરસ છીપી ત્યાં લગી પનિયારીએ સીંચી સીંચી થાળામાં પાણી ઠાલવ્યું. તરસ છીપતાં ઘોડીએ મ્હોં ઉંચું કરી જોરથી હણુહણાટી નાંખી. કેમ જાણે એના ધણીને સાન કરી હોય, કે "હવે હું તૈયાર છું !"

એ પીઠપર બેઠેલો સ્વાર તે કૂછડીનો પ્રતિષ્ઠિત મેર લાવબો *બારાડીમાંનાં પોતાનાં સગાંને મળવા ગએલો તે આજે કૂછડી ભણી પાછો વળ્યો હતો. રસ્તો કાટવાણા પાસે થઇને પસાર થતો હતો; તેથી અત્યારે તે કાટવાણાના પાદર સુધી આવ્યો હતો. અને તરસી થએલી ઘોડીએ જોર કરી સ્વારને ડેરવાવ તરફ લાવતાં તે વાવની નજીક આવ્યો હતો. તે સમયે પાણી ભરવા આવેલી પનિયારી તે

---

*મેરોની ભાષા છે. અર્થ—આ તેજણ ઘોડી તરસે ટળવળે છે. થાળામાં બે કળસીઆ પાણી નાખીશ, બ્હેન ?

*જામસાહેબની હદમાં આવેલો બર્ડા પ્રાંતનો વિભાગ 'બારાડી' નામથી ઓળખાય છે.

ચારણીઆણી જાસલ હતી. અને તેને સ્વાર સાથે ઉપર લખી વાતચિત થઈ હતી.

ચડેલો ઋણભાર ફીટાડવા સારૂ લાધવે પાંચ કોરીઓ પનિયારીના ચરણારવિન્દ તરફ થોડે દૂર ફેંકી. અને બોલ્યોઃ-“ લે બીન, તારા લાધવાનો આ કમખો. જો ના પાડ તો તુંને આ તારા ભઇના સ્હમ છે.”

પનિયારીઃ—“લાધાભઇ, એની કાંઇ જરૂર નથ. મારે ઘરે પરભુનો પરતાપ છે. તમે સ્હમ દીધા એટલે લાસાર, હું કમખો લાંસ; પણ એક વાતે. ખરા બપોરા થ્યાસ, એટલે શીરામણ કીધા વના બીનને ઘરેથી ભઇએ ભુખ્યાં ના જવાય.”

લાધવે ઘણી આનાકાની કરી, પણ ખરા ભાવના આગ્રહ પાસે છટકનાર કોણ છે ? ધીમે ધીમે તેણે પોતાની ઘોડી જાસલની પાછળ હાંકી, અને બેનને મકાને આવ્યો. એની ઓસરીની થાંભલીએ ઘોડીને બાંધી. અને જાસલે ઓસરીમાં નાખી આપેલા ચાકળા ઉપર તે બેઠો.

જાસલની ઉમ્મર આશરે વીસ વર્ષની હતી. એ નવયૌવનાના રૂપનાં વખાણ શાં કરવાં ? એની ગૌર કાંતિ, કૃષ્ણ કેશ-રાશી, અને અનુપમ અંગોપાંગો વર્ણવવાને કોઇ અચ્છો કવિ જાઇએ.

જાસલના પતિનું નામ ચારણ ધાનો ભેડો હતું. જાસલ એ ધાના ભેડાની નવી પરિણીતા પત્ની હતી. પોતાની

જુની સ્ત્રી પુનસરીને ૪૫ વર્ષ લગી કાંઇ સંતતિ ન થઇ, ત્યારે ધાના શેઠાએ પુત્રની લાલસાએ બે વર્ષથી આ નવું લગ્ન કર્યું હતું. અને બન્ને શોકયો વચ્ચે સારો બનાવ ન રહેવાથી તેમને થોડે થોડે દૂર નોખાં નોખાં ઘરોમાં રાખી હતી. ધાનો મોટે ભાગે નવા ઘરનો અતિથિ હતો. પુનસરીને વિશેષ ઈર્ષ્યાનું કારણું આ પણ હતું. નશીબ જોગે આજે ધાનો ઘેર નહોતો. કાંઇ કામે બહારગામ ગયો હતો.

જાસલે લીલાછમ રંગના, જાડા, બાજરાના બે રોટલા, તાંસળી ભરી દૂધ, ગઢીઆ ગોળનું એક મોટું દડબું, અને ડુંગળીનું શાક—જે પહેલેથી તૈયાર જ હતાં તે પૂરે ભાવે પરોણાને પીરસ્યાં. લાધવો પણ પોતાનું પાઘડું સાંગામાંચી ઉપર મૂકી, કોગળા કરી તથા પગ ધોઇ ઓરડામાં જમવા બેઠો.

બસ, પુનસરીને જોઇતું હતું તેવું નિંદાનું પ્રબળ કારણ મળી આવ્યું. "અલી બેઇ, જો જો, એ લોંઠો કુણ સે ? એ કુણને તાંણ કરી કરીને પીરહે સે " ઇત્યાદિ ચર્ચા તેણે ચાલુ કરી. ચેપકાં જોવામાં ચતુર ચારણીઆણીઓનાં ટોળાં એકઠાં થઇ બિચારી નિર્દોષ જાસલની મનભાવતી નિંદા કરવા લાગ્યાં.

જમી રહ્યા પછી લાધવે બેનને ઘેર બે ઘડી લહેકો ગાળ્યો. તે સમયે જાસલના પૂછવાથી, આત્મસ્તુતિ ન લાગે તે રીતે, લાધવે ટુંકામાં પોતાની સાંસારિક સ્થિતિ કહી. વાચકોની જાણ ખાતર તે સંક્ષિપ્તમાં કહીએ છીએ:

લાધવો એ ફૂછડીનો મેર હતો. ઉમ્મર લગભગ ચાલીશ વર્ષની: તેને ત્યાં રૂપમાં રંભા જેવી રૂપી નામની આપેડ ધર્મપત્ની: પુત્રપૌત્રાદિમાં તેમજ સંપત્તિમાં પણ પ્રભુની પુષ્કળ કૃપા: પોતાની રીતભાતથી તથા ઉદારતાથી ગામમાં, નાતજાતમાં અને રાજદરબારમાં સારૂં સન્માન: આ પ્રમાણે તેની સ્થિતિ હતી.

બ્હેનનું મફત ન ખવાય, એવી માન્યતાથી વિદાય થતી વખતે લાધવે જાસલના હાથમાં પચ્ચીશ કોરી મૂકી. પણ તે પાછી આપતાં જાસલ બોલી:–“ભઇ, આ જગતમાં મહીઆરમાં મ્હારે કોઇ નથી. આજથી તું મ્હારો ધરમનો ભાઇ ! જો સાચો ભાવ હોય તો કોઇ વસમી વેળાએ આવી ઉભો રહેજે, પરભુ તને ખેમ રાખે.” એટલું બોલી સજળ નયને તેણે લાધવાનાં દુ:ખણાં લીધાં. દુ:ખણાં લેતાં મગફળી જેવી તેની કોમળ અંગુલીઓમાંથી ફુટેલા અનેક ટચાકા વિદાય લેતા લાધવાએ સાંભળ્યા. બેનને પગે લાગી લાધવો સ્વાર થઈ રવાના થયો. રવાના થતાં થતાં તેણે સજળ નયને જાસલને હાથ જોડયા.

એ વખતે આવે ઉભેલા સ્ત્રીઓના એક ટોળામાંથી ખડખડાટ હસવાનો અવાજ થયો.

પરનિંદા જેવું મીઠું જગતમાં બીજું શું છે ? કાંઇ જ નહીં. પુનચારીએ પ્રસરાવેલી જાસલની નિંદા આખા ગામમાં ફેલાઇ.

બે દહાડે ધાનો ભેડો ઘેર પાછો આવ્યો. તેને જોઇને એક સ્રીએ હાસ્ય કર્યું, બીજીએ મોઢું મરડ્યું, અને ત્રીજીએ કાંઇક સ્પષ્ટ બબડાટ પણ . નાગણી જેવી વેરણ શોકય પુનસરીએ તો બધી વાત ચોકખે ચોકખી ધાના ભેડાને કહી. ચારણનો મજાજ હાથથી ગયો. તેના બળતા અંતઃકરણમાં ઘીની આહુતી અપાઇ.

ધાનો ભેડો એક તો બહારગામથી થાકયો પાકયો આવેલો, વગડાનો વા તો તેના માથામાં ભરાએલો હતો જ; તેમાં અધુરામાં પૂરૂં આ દારૂણ વાત સાંભળી. એટલે બાકી શું રહે ? ધુંવાંપુંવાં થએલો ચારણ હાથમાં ચાબખો લઇ ફાટી આંખે જાસલના મકાન તરફ ચાલ્યો.

બે દહાડાથી ન જોએલા–જીવ જેવા વહાલા પોતાના ઘરવાળાનો સત્કાર કરવાને જાસલ સામી ચાલી; અને હસતે મુખે ઓશરીની ધાર પાસે આવી ઉભી રહી. પણ ત્યાં તો કાંઇ જ પૂછ્યા ગાચ્છ્યા વિના વિકાળ મુખમુદ્રાવાળા ભેડાએ તેના અંગ પર ચાબખાનો પ્રહાર કર્યો. શરીરે સાપ વીંટાતો હોય, તેમ 'ફડાક' અવાજ કરતો ચાબખો બે ત્રણ આંટા જાસલના કુમળા શરીર ઉપર વીંટળાયો. અને તેજ પ્રમાણે બીજા અને ત્રીજા ફટકાનું પણ થયું. જાસલની કનકવર્ણી કાયામાંથી લોહીની શેડો વછુટી !

આ દૃશ્ય જોવા ચોગમ મેદની માતી નહોતી; અને તેમાં પણ આજે પુનસરીના હરખનો પાર નહોતો ! એના મુખમાંથી "રાંડ વાલાસુઇ, મેરને ઘરમાં ઘાલીને અમારૂં નાક વઢાવ્યું !" એવાં મેણાંનો વરસાદ વરસી રહ્યો હતો.

પહેલાં તો પવિત્ર જાસલ, પતિના અચાનક કોપનું કારણ સમજી શકી નહીં. પણ શોકય{ાં} વચનોએ તેને બધી વાત દીવા જેવી સમજાવી. પોતાની પવિત્ર વૃત્તિ ઉપર થતા અન્યાયી અત્યાચારે તેના મનમાં અકથ્ય ક્ષોભ ઉત્પન્ન કર્યો. એ આવેગમા તે બોલીઃ–હે જગદંબા, હે માવડી, જો હું પવિતર હોઉં, તો તારા સાચના બે છાંટા મ્હારા પર નાંખીને મ્હારૂ સતીપણું સાચવજે. આઇ, વધારે કાંઉં કહું?"

આવા ઉચ્ચાર કરી પોતાનાં લોચનો બંધ કર્યાં. વાર લગી તો તેનું અંગ સ્થિર જણાયું; પણ ધીમે ધીમે તેની મુખકાંતિમાં તથા સમગ્ર અંગમાં કંપનો તથા દિવ્યકાંતિનો સંચાર થયો! રૂપેરી ટોટીઓથી મંડિત થએલા તેના બન્ને શ્રવણોમાંથી કંકુનો વરસાદ વરસવા લાગ્યો!

આ અદ્ભુત પ્રભાવ જોતાંજ તમાસો જોવા ઉભેલી માનવ-મેદિની ઝંખવાણી પડી ગઇ; અને "આઇ, ખમૈયા કરો, અમે તમારાં છોરૂ છીએ. અમારી ભૂલ થઈ," "છોરૂ કછોરૂ થાય, પણ માવિતર કમાવિતર ન થાય," "વડાંને વકાર ન શોભે." "માવડી, તારે જે જોઇએ, તે માગી લે જગદંબા! પણ અમારી ઉપર અમીનો છાંટો નાખજે" ઇત્યાદિ વચનો બોલી પગે પડી જાસલને વિનવવા લાગી.

જાસલઃ—"તમારામાંથી કોઇ સ્વાર કૂકડીએ જાઓ, ને મ્હારા ભાઈ લાખવાને કહો કેઃ-

( સોરઠો )

સત ચડીયું શરીર, અધઘડી ઉભાએ નહિ;
માડી માયલા વીર, (તું) વહેલો આવે લાખવા !

હે લાખવા, મ્હારા શરીરમાં સત ચડ્યું છે; એટલે હવે સંસારમાં અધઘડી પણ ઉભાય એમ નથી. આ જાસલ તારી વાટ જુવે છે, તો વીરા, તું વહેલો આવ.

( સોરઠો )

સળગી સમદર માંહ્ય, એકલ ઓલાણી નહિ;
ફૂછડીઆ કુળ–ભાણ, વે’લો વળજે લાખવા !

સંસાર—સમુદ્રમાં સળગી ગઈ છું, એકલી છું, એ લાહ્ય ઓલવાણી નથી. હે કુળભાણુ ફુછડીઆ, તું વહેલો આવજે. (અથવા–મારો ધણી પોતે જ મારા માટે વ્હેમ આણે, એ તો સમદ્રમાં આગ લાગ્યા જેવું જ થયું કહેવાય. એ વડવાનલની આગ શી રીતે ઓલવાય ? અર્થાત ખુદ પતિના મનની શંકા શી રીતે ટાળી શકાય ?)

( સોરઠો )

અગરને અબીલ, જાતું બે જુજવીઉં;
ફૂછડીઆ હે વીર, લેતો આવે લાખવા !

સસ્વાદીલું સગા, ભોજનમાં લઇ સેળવીએ;
(તે) સોરંભી સગા, લેતો આવે લાખવા !

હું આવું, ત્યારે ખાલી ન આવતો. હું સતી થાઉં છું તો તેને લાયકનો સામાન પણ જોઇશે. જુદીજુદી જાતના હોવા છતાં પણ સાથેજ વપરાતાં અગર અને અબીલ જોઇશે. ભોજનમાં ભેળવાતું સ્વાદ અને સોડમ વાળું ઘૃત પણ જોઇશે. તે તમામ લેતો આવજે.

આજ્ઞા સાંભળતાંજ ગામોટ ઘોડીએ ચડીને કૂછડી તરફ ધાયો. લાધા મેરને મળ્યો, અને તેને બ્હેનનો સંદેશો કહ્યો.

પોતાને માટે બ્હેનને માથે આવી પડેલી આફતથી લાધવાના કોમળ કાળજામાં ભારે આઘાત થયો, પણ શું કરે ? બ્હેને મંગાવેલી સામગ્રી–મળી આવ્યાં તેટલા અગર ચંદનનાં કાષ્ટો, અબીલ ગુલાલનાં પડા, કંકુ, નાડાછડી, ચુંદડી, મોડી, શ્રીફળો અને ઘીના ભરેલા બે ડબ્બા નાંખીને તેણે બે સાંઢણીઓ કાટવાણા ભણી વિદાય કરી. અને પોતે પણ સાચો કમખો લઈ પોતાની ઘરવાળી રૂપી સાથે ઘોડીએ ચડીને બેનનાં છેલ્લાં દર્શન માટે આવ્યો.

લાધવો કાટવાણે પહોંચ્યો, પણ આજે તે ગામનો રંગ બદલાઇ ગયો હતો. બે દહાડા પહેલાં જોએલું નીરવ કાટવાણું આજે નહોતું. આજે તેમાં અનેક શરણાઇઓનો ચહચહાટ થતો હતો, અને અનેક ત્રંબાળુ ઢોલો ધ્રબુકી ધ્રબુકી દિગંતોને ડોલાવી રહ્યા હતા. કલકંઠી કામિનીઓ મંગળ ગીતો ગાતી હતી, અને સૌને મોખરે લાંબા અને છુટા કાળા કેશવાળી, વિશાળ લલાટમાં કેસરની પીચેળવાળી

અને ભવ્ય મુખમુદ્રાવાળી જાસલ હાથમાં શ્રીફળ લઇ મંદ પગલે ચાલતી હતી. આજે એની નિંદા કરવાની તે શું, પણ તેની તેજપુર્ણ મુખછબી સામે જોવાની પણ માનવીઓની તાકાત નથી! જાણે આરાસુરી જગદંબા સાક્ષાત પ્રકટ થઇ હોય તેવી તેની કાંતિ ઝબાહળી રહી હતી.

ગામને પાદર સતી માટે ચેહ ખડકાણી છે. ત્યાં જવા તે નીકળી છે. આગળ તંબુરાના ઝણેણાટ ને મંજીરાંના ઠણેણાટ સાથે ભકતમંડળી ભજનની ધુમ મચાવી રહી છે. આંધળાં, પાંગળાં, વાંઝીઆં અને એવાં એવાં અનેક દુઃખીઆં સતીને રસ્તામાં આવી પગે લાગે છે, આશીર્વાદ મેળવી શાંતિ પ્રાપ્ત કરે છે! અને સતી પોતાને માટે ગામ બહાર ખડકાવેલી ચિતાએ પહોંચવા આગળ ચાલે છે.

જાસલ ચિતા પાસે પહોંચી નહોતી, ત્યાં તો લાધવો પત્ની સાથે ત્યાં આવી પહોચ્યો. એની આંખમાં આજે શ્રાવણ ભાદરવો રેલી રહ્યા હતા.

સતીને પગે લાગતાં તે બોલ્યો, "આઇ માફ કરજે. મારાં ગોઝારાં પગલાંએ તારી આ દશા કરી છે."

એને આશીર્વાદ અને સાન્ત્વન આપતી જાસલ બોલી, "ભાઇ, એવું ઓછું ના બોલ. તારાં પાવન પગલાંએ તો જગતમાં હું પાવન થઇને-મરે આઇ થઇને-પૂજાઇ. વળી મારા બંને લોક સુધર્યાં. હવે હું માગું ત્યારે પાસે આવી છેલ્લો કંઠિઆવર કરજે."

એક ચારણ બોલ્યો, 'આઇ જાસલ, શેર માટીની ખોટે મારા ભાઇ ભેડાએ તમને આણેલાં, પણ તમે તો સિધાવો છો, હવે મારા ભાઇની શી ગતિ ?"

આ વાણી સાંભળી જાસલ થંભી અને બોલી, "પુનસરી ક્યાં ? એને મારી પાસે લાવો."

શરમની મારી પુનસરી તો અત્યારે બાઇડીઓના ટોળા પાછળ ક્યાંઈ સંતાઇ ગઇ હતી. પોતાનું કાળું મ્હોં એ સતીને શી રીતે બતાવી શકે ? છતાં વકરાએલા વાઘની પેઠે છલંગો મારતો ભેડો સ્ત્રીઓના ટોળામાં ગયો. ને પદપ્રહાર કરતો તથા ચોટલો ઝાલી ખેંચતો પુનસરીને તે જાસલ પાસે લઇ આવ્યો. વળી પોતાની ભૂલની પણ ક્ષમા માગતો હોય તેમ તે પાઘડીનો છેડો અંતરવાસ કરી સતી પાસે નીચે મુખે ઉભો.

ગંભીર સ્વરે જાસલ બોલી, "ચારણ, પુનસરીને પ્રુણશો ના. એ બિચારીનો વાંક શો ? વાંક મારા નસીબનો. બેન પુનસરી, મારૂં વરદાન છે કે આજથી નવમે મહિને તારે ઘેર પારણું બંધાશે, ને ધણીનો વંશ રહેશે. પણ ભોળા ભરથાર ભેડા ! ખબરદાર, જો વંશ હલાવવો હોય તો હવેથી ડેર વાવનું પાણી અગરાજ ( અગ્રાહ્ય ) કરજો એ મારૂં વચન છે. "

વળી ઢોલ જોરથી ધડુકવા લાગ્યા. કાયરને પણ શૂર વીર કરે એવા શરણાઇના સિંધુડા સ્વરો ચાલવા લાગ્યા.

ને "જે અંબે" "જે અંબે"ના આકાશભેદી સ્વરો નીકળતાં ચારણપુત્રી જાસલ ચિતા પર ચડી. તેના ચરણોની દશે અંગુલિઓમાંથી એક સાથે અગ્નિની જ્વાલાઓ નીકળી ને તેણે ચિતાને ભડભડાટ પ્રજ્વલિત કરી. થોડીવારમાં સર્વભક્ષી અગ્નિદેવની રંગબેરંગી જ્વાલાઓ ભડક ભડક અવાજ કરી ચિતા પર ખેલવા લાગી, એવામાં ઝુંપડીમાંથી —ચિતા ઉપરની ઝુંપીમાંથી—સતીનો સ્વર આવ્યો.

"વીરા લાધવા! તું મારો સાત જન્મારાનો ભાઇ છે. બ્હીના વિના તુ ચિતા પર આવ; ને બેનને છેલ્લીવારનો કમખો આપી પાછો સિધાવ."

ખરો મર્દ, પવિત્રચરિત્ર મેર લાધવો છલંગ મારી ચિતા પર ચડ્યો. પણ ચમત્કાર! અગ્નિની જ્વાળા તેને ઠંડકદાતા લાગી! બેનના ખોળામાં તેણે શ્રીફળ, કમખો ને ચુંદડી મુકયાં. તથા બેનના પવિત્ર શરીર ઉપર ઘૃતનો હોમ કર્યો. ને અશ્રુપૂર્ણ નયને હાથ જોડી તે ઉભો રહ્યો!

સતી જાસલ બોલીઃ—"ભાઇ, તને શું આપવું? તારે માયા મિલ્કત છે, છૈયાં છોકરાં છે, ને લાજ આબરૂ પણ છે; પરંતુ મ્હારૂં વચન છે કે જે ત્હારા કુળનો હશે તે કદિ સત નહિ ચૂકે."

"તથાસ્તુ આઇ" એટલો ઉચ્ચાર કરી રોતો રોતો લાધવો વગર આંચે ચિતા પરથી નીચો ઉતર્યો.

જોત જોતામાં સતી જાસલનું સ્થુલ શરીર ભસ્મીભૂત બની ગયું. પણ તેનું અમર નામ તો ભસ્મીભૂત નજ થયું.

નવ મહિને પુનસરીને પુત્ર સાંપડયો. તેના વંશજો હજુ કાટવાણામાં છે, તેમજ લાખવાના વંશજો હજુ કુછડીમાં જોવાય છે.

ચારણીઆણી જાસલ આઇનો પાળિયો હજુ કાટવાણાને પાદર ઉભો છે. અને એની એ ડેરવાવનાં જળ પણ હજુ જાસલની કીર્તિ અસ્પષ્ટ સ્વરે ગાઇ રહેલ છે. સર્વભક્ષી કાળ કીર્તિને ખાવા અશક્ત છે, એ કવિકથન ઘણું સત્ય છે.



# કામળીનો કોલ

કચ્છમાં નાગડસાળા નામે એક ગામડું છે. સાડા ચારસો વરસ પહેલાં એ ગામમાં સાંગો ગોડ કરીને એક જુવાન રજપૂત રહેતો હતો. ગરીબ સાંગો ગામના વાછડા ચારી ગુજરાન ચલાવતો.

ગામના વાછડાની સાથોસાથ ગામના કોટવાળના ત્રણ વ. .ડા પણ સાંગો ચારતો. એક મહિનો ચારીને એ કોટવાળની પાસે ચરાઇના પૈસા લેવા ગયો ત્યારે કોટવાળે રાતી આંખ કરીને કહ્યુ કે "મારા ય પૈસા ?"

સાંગે જવાબ દીધો કે "પૈસા તો દેવા જ પડશે. નહીં છોડું." કોટવાળે પૈસા તો દઇ દીધા, પણ પેટમાં ડંખ રાખ્યો.

એક દિવસ નાગડસાળાને પાદર એક ચારણ આવ્યા. મારવાડમાં ભાદ્રેજ ગામના એ રહેવાશીઃ અને નામ ઇસર-દાનજી. કચ્છ, કાઠીઆવાડ અને આખી મારવાડ આજ 'ઇસરા પરમેસરા' બોલીને સાડા ચારસો વરસ પુર્વેના એ ભક્ત-ચારણને સંભારે છે પંદર વરસની અવ-સ્થામાં એણે 'હરિરસ' રચ્યો. કેવો એ હરિરસ ? હરિરસ ગવાય ત્યાં હરિને હાજર થવું પડે એવો. ભાદ્રેજના ગોવાળીયા વગડામાં અથડતા આથડતા એ 'હરિરસ' ગાતા હતા, ત્યારે પ્રભુને એ ગાનારાઓની પાછળ ભમવું પડતું. ને સાંજે લક્ષ્મીજીને પ્રભુના પગ ચાંપવા પડતા.

એ ભક્ત ઈસરે રાવળ જામના કોડપસાવને છોડી, એક રજપૂતાણીનું સ્વમાન સાચવવા ખાતર ગરીબ વજા સરવૈયાનો ઘોડો સ્વીકાર્યો; એ ઈસરે વજાના પુત્ર કર્ણને અમરેલીના સ્મશાનમાં બેસીને જીવતો કર્યો; ભાદ્રેજમાંથી વીંછીનો વંશ કાઢયો અને દ્વારકાધીશનાં દ્વાર ખરે બપોરે ખોલાવ્યાં.

મારવાડમાં રાડધર નામનો મુલક છે. ત્યાંના ઠાકોર રાઠોડ રાજાએ એક મુસલમાનની શીખવણીથી ઇશ્વરદાનજીના ગામના એક ધનવાન વાણીઆને લૂંટયો. એ પાપે ઈસરનો આત્મા દુભાયો.

ગોલાં પ્રજા, ગોલા ધણી, સહુ ગોલાંરો સાથ
રખે દેખાડે રાડધર, નજરે દીનાનાથ.

એવો દુહો કહી, પોતાની જન્મભુમિનું પાણી પણ અગરાજ કરીને એ સત્યવાદી ચારણ ચાલી નીકળ્યા. એને દ્વારકા જવું હતું. રસ્તામાં એક દિવસ નાગડસાળાને પાદર રાત પડી. પોતાનાં માણસોને ગામ બહાર રસોઇ પકાવવાનું કહીને પોતે ગામમાં કોઇ રજપુતનું ઘર ગોતવા નીકળી પડયા. રજપુતના ઘર વિના કોઇ વર્ણનું પાણી પણ એ નહોતા લેતા. પોતાના ઘરનો રોટલો પણ એણે તજ્યો હતો. તે કારણે તો ભાદ્રેજમાં સાડા ત્રણસો રજપુતો આવીને વસ્યા હતા. રોજ એકકેક રજપુતને ઘેરે કવિ ભોજન લેતા. કોઇ ના પાડે તો આઠ પહોર સુધી બીજે આંગણે ચડતા નહીં.

ગામના કોટવાળનો જ એને ભેટો થયો. કોટવાળે કહ્યું કે "હા, હા, બારોટજી, સીધે રસ્તે ચાલ્યા જાઓ. ત્યાં સાંગાભાઈ દરબારની ડેલી આવશે. આપને ત્યાં જમાડશે."

કોટવાળના મનમાં ઘણા વખતની દાઝ હતી. ચારણ સાંગાને ઘેર જાય, ખીજાય, ને એનું કાંઇક વાંકું ગીત જોડે તે ગામનાં છોકરાં ગાય, એવો કિન્નો લેવાની એને ઘણી હોંશ હતી.

સાંગાની નાની ઝુંપડીને ઓટલે જઇને બારોટજીએ સાદ કર્યો. ફાટલ લુગડાંવાળો, અડબૂત સાંગો દોડીને હાજર થયો. બારોટ બોલ્યા કે "બાપ, તારે ઘેરે ખાવા આવ્યો છું."

"ઓહોહો ! મારાં એવાં ભાગ્ય ક્યાંથી! દેવીપુત્ર મારે ઘેરે ક્યાંથી?" કહીને સાંગે ચારણનો સત્કાર કર્યો. સાંગાની બુઢ્ઢી માતા દોડી, તે આડોશી પાડોશીને ઘેરથી ચોખા, સાકર ને ઘી ઉછીનાં લઇ આવી. ભલી ભાતની રસોઇ કરીને ચારણને જમાડ્યા.

જમીને ઇસરદાનજીએ કહ્યું, "ભાઇ, મારે નીમ છે કે એક વરસમાં એકજવાર દાન લેવું. આજ તારી પાસે હાથ લાંબો કરૂં છું."

"માગો દેવ ! મારી પાસે હશે તે બધું આપીશ."

"આ તારી ઉનની કામળી દે. એ પવિત્ર કામળી ઉપર બેસીને હું ઇશ્વરની પૂજા કરીશ."

"ભલે બાપુ! પણ મને એક વચન આપો."

"વચન છે."

"હું વિનવું છું કે દ્વારકાથી પાછા વળો ત્યારે આંહી પધારો; હું આપને માટે એક નવી કામળી કરી રાખીશ. આ તો જૂની થઇ ગઇ છે"

ઇશ્વર બારોટ વચન આપીને દ્વારકા તરફ ચાલી નીકળ્યા. આંહી સાંગાએ કામળાની ઉન કાંતવા માંડી. વગડામા કોઇ નદીને કાંઠે વાછડા ચરતા ફરે, વાછડાને ગળે બાંધેલી ટોકરી રણુકયા કરે. અને હરિનાં ભજનો ગાતો ગાતો સાંગો એની ચરકલી ફેરવી ફેરવીને ઉનનો ઝીણો તાંતણો કાંત્યા કરે. આઠે પહોર એના ઘટમાં એકનું એકજ રટણ ચાલતું કે "મારી કામળી ઉપર બેસી બારોટજી પ્રભુની પૂજા કરશે. હું તરી જઇશ."

ચાર મહિને કામળો તૈયાર કરીને સાંગો બારોટજીની વાટ જોવા લાગ્યો. વાછડા ચોમાસાની વાટ જોવા લાગ્યા.

વાછડાને ચોમાસું તો આવી મળ્યું, પણ સાંગાને હજુ બારોટજી ન મળ્યા. એક દિવસ આકાશમાં મેઘાડમ્બર મંડાયો. વાવાઝોડું મચ્યું. મન્જાધાર મે વરસવા માંડયો અને ગામની નદી બેય કાંઠે પ્રલયકારી પાણીના કોગળા કાઢવા લાગી. સાંગો એના વાછડા લઇને સામે કાંઠેથી નદીમાં ઉતર્યો. એને ગામમાં આવવું હતું. બીજા બધા વાછડા તો ઉતરી ગયા, પણ સાંગાએ જેનું પૂછડું ઝાલ્યું હતું તે વાછડો લથડયો. સાંગો તણાયો. કાંઠે ઉભેલાં લોક પોકાર

ફરી ઉઠયાં કે "એ ગયો, એ તણાયો." પણ એને બચાવવા કોઈ ન ગયું. પાણીમાં ગળકાં ખાતો ખાતો સાંગો પૂરની વચ્ચેથી શું બોલે છે?

જળ ડુબન્તે જાય, સાદ જ સાંગરીએ દીઆ,
કહેજો મોરી માય, કવિને દીજો કામળી.

(પાણીમાં ડુબતો ડુબતો સાંગો સાદ કરે છે કે "એ ભાઈઓ! મારી માને કહેજો કે કવિરાજ આવે ત્યારે પેલી કામળી દેવાનું ન ભુલે.)

નદીઆં વેણુ, નાગ; સાદ જ સાંગરીએ દીઆ.
તો'શો કાંઈ ત્યાગ, મન જોજો માઢવતણું.

(નદીમાં કારમી વેળ આવી છે, ચારે તરફ સર્પો ફેણ માંડી રહ્યા છે; છતાં તેની વચ્ચેથી પણ સાંગો સાદ દે છે કે "કવિને કામળી દેવાનું ન ભૂલજો." એને બીજું કાંઇ નથી સાંભરતું. હે સાંગા! કેવો તારો ત્યાગ? માઢવ રાજા રોજ ચારણોને લાખપસાવ દેતો, છતાં તારા દાનની તોલે એ ન આવે.)

સાંગરીએ દીધા શબદ વહેતે નદ પાણી,
દેજો ઇસરદાસને કામળ સહેલાણી.

(વહેતા પૂરમાં તણાતાં તણાતાં સાંગે શબ્દ કહ્યા કે 'કવિ ઇસરદાસજીને મારી યાદી રૂપે એ કામળી દેજો.'

માને એટલો સંદેશો મોકલાવીને સાંગો અલોપ થઇ ગયો.

× × ×

થોડે દિવસે ઇસરદાનજી આવી પહોંચ્યા. દીકરા વિના ઝૂરતી ડોસીએ પોતાની પાંપણોનાં પાણી લૂછીને કવિને રોટલો જમાડવાની તૈયારી કરી. જમવા બોલાવ્યા. ઈસરદાને પૂછ્યું કે "સાંગો ક્યાં ?"

ડોસી કહે "સાંગો પરગામ ગયો છે. આપ જમી લ્યો, બારોટજી !"

ચતુર ચારણ ડોસીનાં આંસુ દેખી ગયો. એણે સાંગા વિના ખાવું પીવું હરામ કર્યું. ડોસીએ છેવટે કહ્યું કે "સાંગાને તો નદી–માતા તાણી ગઇ."

ચારણ કહે, "એમ બને જ નહીં. રજપૂતનો દીકરો દીધે વચને કદી જાય કે ?"

"અરેરે દેવ ! સાંગો તો ગયો. આખું ગામ સાક્ષી છે. પણ જાતાં જાતાં તમને કામળી દેવાનું સંભારતો ગયો છે હો !"

"સાંગાના હાથથી જ કામળી ન લઉં તો ચારણ નહીં. ચાલો, બતાવો, ક્યાં ડુબ્યો સાંગો ?"

ડોસી કવિને નદીને કાંઠે તેડી ગઇ, અને કહ્યું કે "સાંગો આંહી તણાયો."

"સાંગા ! બાપ સાંગા ! કામળી દેવા હાલ્ય !" એવા સાદ કરી કરીને કવિ બોલાવવા લાગ્યા. નદીના નીરમાંથી જાણે કોઈ પડઘા દેતું હતું. કવિને ગાંડા માનીને ડોસી હસતી

જાય, વળી પાછી રેઈ પડે. ત્યાં તો નદીમાં પૂર ચડયું. પાણીના લોઢ પછાડા ખાઇ ખાઇ કોઇ રાક્ષસોની જેમ ગર્જના કરવા લાગ્યા. ફરી કવિએ સાદ દીધો કે "સાંગા ! બાપ સાંગા ! કામળી દે ! મારી કામળી ! હરિની પૂજાને મોડું થાય છે!"

"આવું છું દેવ, આવું છું !" આઘેથી એ અવાજ આવ્યો. જુએ ત્યાં એ જ વાછડાનું પૂછડું ઝાલીને સાંગો તરતો આવે છે. બહાર નીકળીને સાંગો ચારણને બાઝી પડયો. ઘેરે જઇ, રોટલા જમી, સાંગાએ કવિને પોતાની, હોંશે હોંશે તૈયાર કરેલી કામળી સમર્પી. ઈસર બારોટે દુહો કહ્યો કે

દીઘાંરી દેવળ ચડે, મત કોઇ રીસ કરે;
નાગરસાળાં ઠાકરાં, સાંગો ગોડ સરે.

(નાગર સાળાના હે દરબારો ! તમે કોઇ રીસ કરશો મા કે હું સાંગાને એક કમળીને ખાતર એટલો બધો વખાણીને તમારો પણ શિરોમણિ શા માટે બનાવું છું. કારણ કે એ તો ખરેખરો, દિલનો દાતાર ઠર્યો. દિલનો દાતાર હોય તેનું જ ઇંડું કીર્તના દેવળ ઉપર ચડી શકે છે. આમાં દાનની વસ્તુની કિંમત નથી, પણ એક વાર મુખથી કહેલું દાન મરતાં મરતાં પણ દેવા માટે તરફડવું, એની બલિહારી છે.)

# પરણેતર

જેઠવા રાજાઓની દેવ-ભૂમિમાં રાણાવાવ નામે એક ગામ આવેલું છે. 'રાણાવાવ' નામની એક વાવ ઉપરથી જ ગામનું નામ પણ રાણાવાવ પડયું હતું. એક વખત ત્યાં હળવાં ફુલ જેવાં, ખેડુતોનાં નાજુક ખોરડાં હતાં. માતા થાનેલા ઉપર ચડીને જેમ નાનાં બાળકો ધાવતાં હોય, તેમ કણબીનાં કુટુંબો ધરતી માતાને ખોળે બેસીને ધાન ઉગાડતાં ને પેટ ભરતાં. તે દિવસોની આ વાત છે. ગામમાં ખેતો પટેલ કરીને એક કણબી રહે. એને ઘેર એક દીકરી: નામ તો હતું અજવાળી, પણ એને 'અંજુ' કહેતાં. અંજુ મ્હોં મલકાવે તે ઘડીએ ચોમેર અજવાળાંનાં કિરણો છવાય. ભળકડે ઉઠીને અંજુ રોજ દસ બાર રોટલા ટીપી નાખે, બબ્બે ભેંસોની છાશ ધમકાવી કાઢે, ચાર ચાર બળદોનું વાસીદું ચપટીવારમાં પતાવીને ફુલ જેવું આંગણું કરે, અને કાંડા કાંડા જેવાં, એ ભેંસોનાં આંચળને જ્યારે મૂઠી વાળીને અંજુ ખેંચતી હોય ત્યારે શું એ દૂધની શેડો વછુટતી! ઘણાય મહેમાન આવતા, ને ખેતાની પાસે અંજુનું માગું નાખતા. ખેતો કહેતો કે 'હજી દીકરી નાની છે.'

ખેતા પટેલને આંગણે એક દિવસ એક જુવાન કણબી સાથી રહેવા આવ્યો. અંગ ઉપર લુગડાં નહોતાં, મોઢા ઉપર નૂર નહોતું, પણ માયા ઉપજે એવું કાંઈક એની

આંખમાં હતું. ખેતા પટેલે એ જુવાનને સાથી રાખ્યો. ત્રણ ટંક પેટીઉં, બે જોડ લુગડાં, એક જોડ કાંટારખાં, અને મોલ પાકે ત્યારે એક દિવસની અંદર એકલે હાથે લણી લ્યે તેટલાં ડુંડાં: આવો કરાર થયો. કણબી કામે લાગ્યો.

સાથીને ભાત આપવા અંજુ પોતે જાતી. બપોરે વાડીએ ભાત લઇ જવાની હોંશમાં ને હોંશમાં અંજુ હવે તો બે પહોર ચડે ત્યાં બધું કામ આટોપી લેતી. બે જાડા રોટલા, ઉપર માખણનો એક પીંડો, લીંબુના પાણીમાં ખાસ પલાળી રાખેલી ગરમરના બે કટકા, અને દોણી ભરીને રેડા જેવી ઘાટી છાસ; એટલું માથે મેલીને બપોરે અંજુ જ્યારે વાડીએ જાતી, ત્યારે એનું મ્હોં જેવું રૂડું લાગતું તેવું ક્યારેય ન લાગે. સાથીની પડખે બેસીને અંજુ તાણુ કરી કરી ખવરાવતી. “નો ખા તો તારી મા મરે.”

“મારે મા નથી.”

“તારો બાપ મરે.”

“બાપે ય નથી.”

“તારી બાયડી મરે.”

“બાયડી તો મા જણતી હશે.”

“જે તારા મનમાં હોય તે મરે.”

છેલ્લા સમ સાંભળીને છોકરો ફરીવાર અરધો ભૂખ્યો થઇ જતો. એને શરીર રોજ શેર શેર લોહી ચડવા માંડયું.

* * * *

એક દિવસ છોકરાએ પૂછ્યું "તું મારા ઉપર આટલી બધી દયા કેમ રાખ છ ?"

"તું અનાથ છે, તારે માબાપ નથી માટે."

*                *                *                *

એક દિવસ કોસ ચાલતો હતો ત્યારે કીચુડ કીચુડ અવાજ સાંભળીને અંજુએ પૂછ્યું કે "મેપા, આ પૈડું ને ગરેડી શું વાત કરતા હશે ?"

મેપો બોલ્યો " પૈડાને એનો પૂર્વ જન્મ સાંભરે છે. ગરેડીને એ કહે છે કે "ગરેડીબાઇ ! ઓલ્યે ભવ તું હતી પટેલની છોકરી, ને હું હતો સાથી... "

" મેર રોયા. હવે ફાટયો કે ? માકડને મોઢું આવ્યું કે ? કહેવા દેજે મારા આતાને ! "

એવી એવી ગમ્મતો મંડાતી.

એમ કરતાં ઉનાળો વીતી ગયો, મેપાએ ખેતર ખેડી ખેડીને ગાદલા જેવું સુંવાળું કરી નાખ્યું. બોરડીનું એક ઝાળું તો શું, પણ ખડનું એક તરણું ય ન રહેવા દીધું. સાંઠીઓ સૂડી સૂડીને હાથમાં ભંભોલા ઉઠયા. અંજુ આવીને એ ભંભોલા ઉપર ફુંકતી, અને મેપાના પગમાંથી કાંટા કાઢતી.

ચોમાસું વરસ્યું. જાણે મેપાનું ભાગ્ય વરસ્યું. હાથામાં પણ ન સમાય એવાં તો જાર બાજરનાં ડુંડાં નીંઘલ્યાં. બપોરે જ્યારે મેપો મીટ માંડીને મોલ સામે ટાંપી રહેતો ત્યારે અંજુ પૂછતી કે " શું જોઇ રહ્યો છે ? "

"જોઈ તો રહોખુ કે આટલામાંથી એણુ બાયડી પરણાશે નહિ ?"

"પણ તને મફત બાયડી મળે તો ?"

"તો તો હું અનાથ કહેવાઉં ને!"

*   *   *

લાણીનો દિવસ નક્કી થયો. કેટલા ય દિવસ થયાં મેપો રોજ રોજ લીલા લીલા ખડની એકકેક ગાંસડી વાઢીને ગામના એક લુવારને દઈ આવતો. લુવારની સાથે એને ભાઈબંધી જામેલી. લુવારે એને એક દાતરડી બનાવી દીધી. દાતરડીને રાણુવાવનું પાણી પાયું. અને એ દાતરડી કેવી બની ? હાથ પગ આવ્યો હોય તો બટકાં ઉડાડી નાખે તેવી.

લાણીને દિવસે સવાર થયું, ને મેપો ડુંડાં ઉપર, દાતરડી લઈને મંડાણો. બે પહોર થયા ત્યાં ત્રીજા ભાગનું ખેતર કોરું ધાકોર ! પટેલે આવીને નજર કરી ત્યાં આંખો ફાટી રહી. ઘેર જઈને પટેલે પટલાણીને કહ્યું કે "નખ્ખોદ વળ્યું ! મેપો સાંજ પડશે ત્યાં એક ડુંડું પણ આપણા નસીબમાં નહીં રહેવા દે. આખું વરસ ખાશું શું ?"

અંજુએ એના આતાના નિસાસા સાંભળ્યા. એણે એની સેના સજવા માંડી. આભલાંનાં ભરત ભરેલો હીરવણી ચણીઓ, અને માથે કસુંબલ ચુંદડી; મીંઢલા લઈને માથું ઓળ્યું. સેંથામાં હીંગળો ભર્યો. ભાત લઈને અંજુ

આજ તો વ્હેલી વ્હેલી ચાલી નીકળી. ભાતમાં ઘીએ ઝબોળેલી લાપસી હતી.

મેપો ખાવા બેઠો, પણ આજ એનું હૈયું હેઠું નથી બેસતું. અંજુએ ખૂબ વાતો કાઢી, પણ મેપો વાતોએ ન ચડયો. ગલોફામાં બે ચાર કોળીઆ આડા અવળા ભરીને મેપે હાથ વીંછળ્યા. ચુંદડીને છેડે એક એલચી બાંધી હતી તે છોડીને અંજુએ મેપાને મુખવાસ કરાવ્યો. પણ મેપાને આજ એલચીની કિંમત નહોતી. એ ઉઠયો.

"બેસને હવે ! બે ડુંડાં ઓછાં વાઢીશ તો નહીં બાયડી વિનાનો રહી જા."

મેપો ન માન્યો. મોઢું ય ન મલકાવ્યું.

"આજ અંજુથી યે તને તારા ડુંડાં વ્હાલાં લાગ્યાં કે ?"

મેપાનું હૈયું ન પીગળ્યું.

"એલા, પણ તને મફત બાયડી પરણાવી દઇશ. ઘડીક તો બેસ ! આમ સામું તો જો !"

મેપો ઉંધું ઘાલીને મોલ ભણી ચાલવા જાય છે.

"ઉભો રહે, એમ તું નહીં માને;" એટલું કહીને અંજુ દોડી. મેપાના કેડીઆમાં ભરાવેલી દાતરડી બરાબર ગળે લટકતી હતી.* હેતના ઉમળકામાં ને ઉમળકામાં એણે એ

*લાણી કરનારા માણસો જ્યારે વિસામો ખાય ત્યારે દાતરડી હમેશાં ગરદનના ભાગ ઉપર કેડીઆમાં ભરાવે. અને હાથો બહાર લટકતો રાખે.

દાતરડીનો હાથો ઝાલ્યો, ઝાલીને ખેંચ્યો, મ્હોંમાંથી બોલી: કે "નહીં ઉભો રહે એમ ?"

અરેરે! મેપો ઉભો રહ્યો. સદાને માટે ઉભો રહ્યા. દાતરડી જરાક ખેંચાતાં તો મેપાની ગરદન કપાઇને માથું નોખું જઈ પડ્યું. મેપો જરાક મલકયો હતો. તે હાસ્ય મોઢા ઉપર રહી ગયું.

એ દાતરડી! મેપાને પરણવું હતું. મેપો પરણ્યો. એ ને એ વસ્ત્રે અંજુ મેપાના શબની સાથે ચિતામાં સૂતી. અગ્નિ દેવતાએ બેયને ગુલાબ જેવા અંગારાનું બિછાનું કરી દીધું.

ત્યારથી દુહો ગવાતો આવે છે કે,

દાતરડી દળદાર, ધડ વાઢી ઢગલા કરે;
રૂડી રાણાવાવ, કુંવારી કાટ* ચડે.

ત્યારથી એ વાવ પુરી દેવામાં આવી આજ એ જગ્યાએ એક મોટી ઇમારત ઉભી છે. આ દુહા સિવાય રાણાવાવનું એકેય નામ નિશાન નથી રહ્યું.

---

*કાષ્ટ=ચિતા.

# ખુલાસો

રસધારના પ્રથમ ભાગની તારીફ કરનારાઓ તો મળ્યા એ પરમાત્માની કરૂણા. પ ંુ એની ત્રૂટિઓ બતાવનારા એ સ્નેહીઓની સલાહ મને તારીફ જેટલી જ મીઠી લાગી. સૌરાષ્ટ્રની જૂની વાર્તાઓમાં સાંગોપાંગ સોરઠી શબ્દ-પ્રયોગ, સોરઠી અલંકારો અને શૈલીનો ઝોક પણ સોરઠી હોવો જોઇયે, એ એમની ભલામણ હતી. મે આ ભાગમાં એને અનુસરવાનો યત્ન કર્યો છે. બીનસૌરાષ્ટ્રીઓને સહાયક બનવા જેવો તેવો કોષ પણ આપ્યો છે.

આ સંગ્રહમાં એકેક ગામડાનું ઐતિહાસિક પાત્ર ઉભું છે. દંતકથા પણ અણલખ્યો અને અણશોધ્યો ઇતિહાસ જ છે. એને નવલકથા બનાવવા માટે વર્ણનોથી કે કલ્પિત વાર્તાલાપોથી લાદવા કરતાં પ્રત્યેક પાત્રને એની સાદી રીતે જ મૂકવું સારૂં. તમામ વાતોમાં પાત્રોના વિકાસ નથી, કારણ કે એ પાત્રોનાં જીવનની માત્ર એક બે ઘટનાઓ જ હાથ લાગે છે, બાકી બધી અંધકારમાં વીંટળાયેલ હોય છે. વળી તમામ વીરાંગનાઓનું ચરિત્ર સર્વાંગ સુંદર પણ ન હોય. એ યુગ લૂંટફાટનો હતો. આંહી બતાવેલી તેઓની ભવ્યતા જીવનની અમુક દિશા પૂરતી જ સમજવી.

સંપાદક.

# કેટલાક કાઠીઆવાડી પ્રયોગો

બહુવચનમાં નામને છેડે "ઓ" ને બદલે "ઉ" પ્રત્યય લાગે છે. જેમ કે, ભાઇઉ, બાવડીઉ, કાઠીઆણીઉ.

જવાયું, કરાયું, દેવાયું; અને બદલે જવાણું, કરાણું, દેવાણું, એવાં રૂપ વપરાય છે.

બાપા, બાપ, બા, આપા, ઠાકોર, એવા શબ્દો સંબોધન રૂપે "ભાઇ"ના અર્થમાં વપરાય છે. કાઠીને 'આપા' ગરાસીઆને 'દાજી' અથવા 'ઠાકોર!'

---

## કાઠીઆવાડી રૂઢ શબ્દો.

અ

અધગાળે=વચ્ચે

ઓડા લગાવવા=મોરચા માંડવા

આરદા=પ્રાર્થના

ઓલ્યો=પેલો

અટાણુ=અત્યાર

અરીણનો ઉતાર=અરીણનો નશો ઉતરી જવાનો વખત

આડુ આવ્યું=સ્ત્રીને પ્રસવ થતી વખતે બાળક આડું આવે છે તે

આડુ ભાંગ્યું=પ્રસવ થઇ ગયો

ઓરીઓ=માટી

ઓળીપો=ગાર

ઉ

ઉપરવાસ=નદીનું વ્હેન આવતું હોય તે દિશા

ક

કડાકા=લાંઘણ

કૂબા=ઝુંપડાં

કસટાવું=કષ્ટ પામવું અરર! અરર! કરવું.

કામ આવ્યા=મરાયા

કેની કોર=કઇ બાજુ

કીરત=કીર્તિ

કુડલો=ધાડવો

ખ

ખેપટ=ધુંગ.

ગ

ગભૂડાં=નાનાં નિર્દોષ બાળકો.

ગલઢેરા=કાઠી દરબારો.

ગલઢો=ઘરડો.

ગઢવા=ચારણ—ચારણ લોકોના હાથમાં પૂર્વે ગઢ ભળાવવામાં આવતો.

ગીસ્ત=ફોજ.
ગણુ=ગુણ, ઉપકાર.
ગળ=ગોળ.

ઘ

ઘેરા=ટોળું.
ઘોડા ઘેર્યાં=ઘોડાને પાણી પાવાં.

ચ

ચ.ળો=સન્નિપાત.
ચાડીકો=તપાસ રાખનાર.
ચોંપ=ઝડપ.

છ

છોઈફાડ=લાકડામાંથી છોડું ઉતરે તેટલો=લગાર.

જ

ઝાટકા=તલવારના ઘા.
ઝુંપી=ચિંતા.

ટ

ટીંબો=ગામ બંધાયું હોય તે જગ્યા.
ટાટકવું=હલ્લો કરવો.

ઠ

ઠોંઠ ઠાપલી=તમાચો.

ડ

ડણુક=સિંહની ગર્જના.
ડંકવું=કષ્ટ પામવું. 'અરર' 'અરર' કરવું.

ઢ

ઢીંચણ=સાથળ.

ત

તગડવું=હાંકી મૂકવું
તાતા=ગરમ લોહીવાળા. વેગવાન.
તોરીંગ=ઘોડા.
તાડુકવું=ગુસ્સાથી બોલવું.
તરેલું=બળદની જોડી.
તરઘાયો ઢોલ=ધીંગાણાનો ઢોલ.
તેરમું=મૃત્યુ પછી તેરમા દિવસનું જ્ઞાતિ-ભોજન.
તેવ તેવડા=સરખે સરખા.

થ

થાનેલો=સ્તન.

ન

નેવળ=ડામણ.
નેરૂં=નાની, ઉંડી નદી.

પ

પ્રાગડના દોરા=પ્રભાતનાં કિરણ.
પછીત=ભીંત.
પટાધર= બહાદુર=શુરવીર.
પોરસ=હોંશ, ગર્વભર્યો આનંદ.
પેડાં=દાણાં.
(ત્રણ) પરજ=કાઠી કોમની ત્રણ શાખાઃ ખાચર, ખુમાણ, ને વાળા.
પાટીએ નાખવો (ઘોડાને)=દોડાવવો.
પેટ પીડ=પેટનો દુઃખાવો.
પોરો=વિસામો.

બ

બગબગું=મ્હોસૂઝણું—dawn
બાનડી=દાસી
બાન પકડવું=બહારવટીઆ લોકો કોઇ ધનવાન માણસના કુટું-બીને પકડી જાય, પછી એના બદલામાં પૈસા લઇને છોડે

ભ

ભંકાર=ભયંકર
ભેળવું=ખાઈ જવું. ઢોર ખેતરમાંથી છાનાંમાનાં ચરી જાય, ત્યારે "ખેતર ભેળ્યું" કહેવાય.
ભગદાળું=ખાડો
ભંભોલા=ફોલ્લા.

મ

માળીડાં=મુકામ
માલ=ઢોર
માલધારી=ઢોર ઉપર નભનાર ભરવાડ, કાઠી ચારણ વ.
માલ વાગવો=ઢોર લૂંટી જવાં
માઢ=મેડી
મોકળા=છૂટા

ર

રાંગ વાળવી=ઘોડા ઉપર ચડવું
રોળી ટોળી: વાત રોળી ટોળી નાંખવી=વાત જતી કરવી

લ

લોંચ ખવરાવવી=ઘોડાને બાજુ ઉપર વાળવો

વ

વાળાક=વાળા રજપૂત અને વાળા કાઠીઓનો પ્રદેશ
વાવડ=ખબર
(ઘામાં) વેતરાઈ ગયા=ખુબ જખ્મી થયા
વરૂડી=વરવડી દેવી (જુઓ રસધાર ભા. ૧-'રા' નવઘણ)

સ

સોતી=સહિત
સાંકળ=ડોક (જુઓ પા-૧૦૨)

હ

હાકલો=હાકલ
હૈયારખી=
હાંસડી=ડોક પહેરવાનો, રૂપાનો વાળો

માત્ર રૂપિયા પાંચ આપો.

બદલામાં

ડેમી આઠ પેજી ૧૫૦૦ પાનાનાં લગભગ

૮-૧૦ પુસ્તકો.

ઉપરાંત,

આશરે ૨૦૦ પાનાનું ભેટનું પુસ્તક.

પુસ્તકોનાં નામ તો જુઓ;

(૧) રાજા રાણી (૨) કાન્તનાં અપ્રકટ નાટકો (૩) રવીન્દ્રનાથનાં અન્ય નાટકો (૪) રસધાર (૫) બૂઝાતો દીપક (૬) રૂશીઆનો ઇતિહાસ (૭) હંગેરીની કથા વગેરે વગેરે.

લખો. સૌરાષ્ટ્ર સાહિત્ય મંદિર, રાણપુર.

